કવીશ્વર દલપતરામ સ્મારક ગ્રન્થમાળા; નં. ૫

રત્નદાસકૃત

# હરિશ્ચંદ્રાખ્યાન

સંપાદક અને સામાન્ય તંત્રી
દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ.



છપાવી પ્રગટ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ.
આસિ. સેક્રેટરી, અમદાવાદ.

સંવત ૧૯૮૩ : આવૃત્તિ ૧લી : પ્રત ૧૫૦૦ : ઇ.સ.૧૯૨૭

કિંમત રૂ. ૦-૮-૦



# ઉપોદ્‌ઘાત.

તા. ૧૩ મી એપ્રિલ ૧૮૯૮ ના રોજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની જનરલ સભા મળી હતી, અને તેમાં એવો ઠરાવ થયો હતો કે, 'સ્વ. કવિ દલપતરામના સ્મારક માટે એક જાહેર ફંડ ઉઘાડવું;' અને તે 'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઈ. સ્મારક ફંડ' તરીકે સોસાઇટીએ જુદું રાખવું. તેનું **વ્યાજ જૂનાં કાવ્યો સંશોધન કરી છપાવવામાં** તેમજ ગુજરાતી સાહિત્યના ગ્રંથો તૈયાર કરાવી છપાવવામાં વાપરવું. એ ઠરાવના અન્વયે નીચેના ગ્રંથો તૈયાર કરાવી છપાવવામાં આવ્યા છે.

| નં. | પુસ્તકનું નામ | કર્તા–સંપાદક | કિમ્મત |
|---|---|---|---|
| ૧ | સુભદ્રાહરણ | રા. અંબાલાલ બુ. જાની | ૧–૦–૦ |
| ૨ | પદ્યસંગ્રહ | રા. હિમ્મતલાલ ગ. અંજારિયા | ૧૮૦–૦ |
| ૩ | નરસૈંમહેતાનું આખ્યાન | રા. હીરાલાલ ત્રી. પારેખ | ૦–૮–૦ |
| ૪ | પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય | દી. બ. કેશવલાલ હ. ધ્રુવ | ૧–૦–૦ |
| ૫ | રત્નદાસકૃત હરિશ્ચંદ્રાખ્યાન | ,, | ૦–૮–૦ |



## દીવાન બહાદુર

## કેશવલાલ હર્ષદરાય ધ્રુવનાં

## પુસ્તક.

**અનુવાદ**

| | | |
|---|---|---|
| મેળની મુદ્રિકા | આવૃત્તિ ૬ | મૂલ્ય ૧—૮—૦ |
| પરાક્રમની પ્રસાદી | ,, ૬ | ,, ૧—૦—૦ |
| વિન્ધ્યવનની કન્યકા | ,, ૩ | ,, ૦-૧૫—૦ |
| સ્વપ્નની સુન્દરી | ,, ૨ | ,, ૦-૧૫—૦ |
| પ્રધાનની પ્રતિજ્ઞા | ,, ૨ | ,, ૦-૧૨—૦ |
| મધ્યમ | ,, ૩ | પટી બોર્ડ ૦-૧૦—૦<br>કાગળ ૦—૮—૦ |
| અમરુશતક | ,, ૪ | ,, ૧—૪—૦ |

**છાયા**

| | | |
|---|---|---|
| ગીતગોવિન્દ | ,, ૫ | ,, ૨—૦—૦ |
| લઘુ ગીતગોવિન્દ | ,, ૧ | ,, ૧-૧૨—૦ |

**સંશોધન**

| | | |
|---|---|---|
| ભાલણકૃત કાદમ્બરી, પૂર્વભાગ | ,, ૧ | ,, ૪—૦—૦ |
| પદ્યપાઠ | ,, ૧ | ,, ૦—૬—૦ |
| પ્રાચીન ગુર્જર કાવ્ય | ,, ૧ | ,, ૧—૦—૦ |
| રત્નદાસકૃત હરિશ્ચંદ્રાખ્યાન | ,, ૧ | ,, ૦—૮—૦ |
| मुद्राराक्षसम् | ,, ૨ | ,, ૪—૦—૦ |

# પ્રસ્તાવના.

નવું સંસ્કરણ.

પ્રેમાનંદનું માર્કંડેયપુરાણ જ્યારે વડોદરામાં છપાતું હતું, ત્યારે આ હરિશ્ચંદ્રાખ્યાન મુંબઇમાં છપાયું હતું. એ બનાવને પા સદી વીતી ગઇ છે, તથાપિ આજ પર્યંત એ ન–છપાયા જેવું જ રહ્યું છે. દસ વરસ પછી સુપ્રસિદ્ધ સદ્‌ગત ઇચ્છારામભાઇએ બીજી પ્રત મેળવી પ્રસ્તુત માર્કંડેયપુરાણ બૃહત્કાવ્યદોહનના સાતમા ગ્રંથમાં ગૂંથ્યું, ત્યાં સુધીમાં રત્નદાસની આ કૃતિ એઓના જોવા જાણવામાં પણ આવી લાગતી નથી. જો એ મુદ્રિત આખ્યાનની પ્રત જૂનાં કાવ્યોના ખંતીલા પ્રકાશકને હાથે ચડી હોત, તો બૃહત્કાવ્યદોહનના પાંચમા છઠ્ઠા ગ્રંથમાં કદાચ તેને સ્થાન મળ્યું હોત; કદાચ સાતમા ગ્રંથની પ્રસ્તાવનામાં માર્કંડેયપુરાણ વિશેના ઉલ્લેખે જુદું સ્વરૂપ ધારણ કર્યું હોત. પ્રસિદ્ધ થઈ અપ્રસિદ્ધ રહેલું હરિશ્ચંદ્રાખ્યાન અત્યારે તો શોધ્યું જડતું નથી. પ્રેમાનંદ કવિના ઉત્તર કાળ ઉપર અને માર્કંડેયપુરાણના કર્તૃત્વના પ્રશ્ન ઉપર એ આખ્યાન વિરલ પ્રકાશ પાડે છે. તે કારણ સર એ દુષ્પ્રાપ્ય આખ્યાનનું આ નવું પ્રકાશન આદર્યું છે.

'ગુર્જર કવિ રત્નદાસ કૃત હરિશ્ચંદ્રાખ્યાન' સુવિચારદર્શક મંડળીએ 'કવિતાલતાના પ્રથમ પુષ્પ' તરીકે સન ૧૮૯૧, સંવત ૧૯૪૭ માં બહાર પાડ્યું હતું. તે મુંબઇમાં સુબોધપ્રકાશ મુદ્રાયંત્રમાં છપાયું હતું અને તેની કીમત ૭ આના રાખવામાં આવી હતી. એની એક પ્રત[૧] ગૂજરાત કૉલેજના પૂર્વના વિદ્યાર્થી ભાઇ ગિરિજા-

---

૧ આ પ્રત મેં સુરક્ષિત રહેવા ગૂજરાત વર્નાક્યૂલર સોસાયટીને હવાલે કરી છે. એની બીજી પ્રત જૂનાં કાવ્યના રસિયા શ્રીયુત અંબાલાલ બુલાખીરામ જાનીએ મુંબઇમાં જૂની ચોપડીઓ વેચનાર પાસેથી મેળવી છે. પ્રત, કહે છે, ત્રુટિત છે.

શંકર નથુરામ દવે, બી. એ., પાસેથી એમના અભ્યાસકાળમાં આજથી ત્રણેક વર્ષ ઉપર મને મળી હતી. તે વર્ષે કૉલેજમાં હું મારા વર્ગ સાથે પ્રેમાનંદકૃત માર્કંડેયપુરાણમાંનું હરિશ્ચંદ્રાખ્યાન વાંચતો હતો. તેને અંગે તુલનાત્મક વિવેચનમાં સહાયતા મેળવવાના ઉદ્દેશથી નાકર અને વિષ્ણુદાસનાં હરિશ્ચંદ્રાખ્યાન હું જોઈ ગયો હતો. નવતર આખ્યાન હાથમાં આવતાં કૌતુકથી પાનું ઊથલાવ્યું, તો પ્રેમાનંદના નામ ઉપર દૃષ્ટિ પડી; એટલે ઉદ્દીપ્ત થયેલી જિજ્ઞાસાથી આરંભ અને અંતનો ભાગ મેં વાંચ્યો. તે વાંચતાની સાથે મને અંતરમાં અસાધારણ આનંદ થયો. પ્રેમાનંદના જીવનનો ઉત્તર ભાગ અંધકારગ્રસ્ત હતો, તેના ઉપર રત્નદાસકૃત હરિશ્ચંદ્રાખ્યાન કંઇક પ્રકાશ પાડશે એવી આશા પણ તે પળથી બંધાઈ. એ કેટલે દરજ્જે યોગ્ય હતી, તે પ્રકાશનાં પરમાણુ જોવાથી સમજાશે.

હરિશ્ચંદ્રાખ્યાનની આ નવી આવૃત્તિમાં નવી મુદ્રણપદ્ધતિ સ્વીકારી છે. સુવિચારદર્શક મંડળીની આવૃત્તિ જૂનીપુરાણી પદ્ધતિને અનુસરે છે. એમાં દળના મધ્યમાં અલ્પવિરામ, પૂર્વ દળને અંતે અર્ધવિરામ, અને ઉત્તર દળને અંતે પૂર્ણવિરામ મૂકવામાં આવે છે. અવતરણચિહ્ન અને અર્ધચંદ્ર કૌંસ અજાણ્યાં ન હતાં; પણ તેનો વપરાટ થતો જોવામાં આવતો નથી. દેશીના માપની ગૂંચ ઊકલી ન હતી, એટલે તે ધ્યાન બહાર જ રહે એ સ્વાભાવિક છે. મેં ભાલણકૃત કાદંબરીના પૂર્વ ભાગની અર્થાનુસારી વિરામચિહ્નની પદ્ધતિ આ આવૃત્તિમાં દાખલ કરી છે; અવતરણચિહ્નનો પણ જરૂરજોગ ઉપયોગ કર્યો છે; અને ગર્ભવાકયને અર્ધચંદ્ર કૌંસમાં મૂકયાં છે. વળી દેશીઓનું માપ પૂરતી કાળજીથી જાળવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે; અને આખું કડવું પંક્તિ ઉપર પંક્તિ ખડકીને ન છાપતાં નિકટ સંબંધ ધરાવતી પંક્તિઓનાં જૂથ પણ બાંધવામાં આવ્યાં છે.

સંશોધનને અંગે એક બાબતનો ખુલાસો કરવો અહીં ઇષ્ટ છે. જૂની આવૃત્તિના પાઠ જે જે દૂષિત જણાયા, તે તે નવી આવૃત્તિમાં

મેં સુધારી લીધા છે; અને પૂર્વમુદ્રિત પાઠ ટિપ્પણીમાં સંઘર્યા છે. આમાંના મુખ્ય મુખ્ય પાઠ તરફ વાચકનું સ્હેજે ધ્યાન ખેંચું છું, એટલા માટે કે તેઓની યોગ્યાયોગ્યતા ચર્ચાય. બીજા કડવાની પાંચમી કડીમાં અયોધ્યા પાસે પંપાસરનો નિર્દેશ છે. પરંતુ પંપાસર તો દક્ષિણમાં બહુ છેટે દંડકારણ્યમાં આવ્યું હતું. અર્થાત્ પાઠ ભૂલ ભરેલો છે. તેને બદલે શુદ્ધિપત્રમાં 'પદ્મસર' પાઠ મેં આપ્યો છે. પાંચમા કડવાની સોળમી કડીમાં 'દંડવત દેવ પ્રણામ' એવું છાપેલું છે; તેથી ચાલુ પરિસંખ્યા અલંકારનો ભંગ થાય છે. તેના ઉદ્ધારને અર્થે મેં શુદ્ધિપત્રમાં 'દંડવત' ને ઠેકાણે 'દંડપાત' પાઠ કલ્પ્યો છે[૨]. અગિયારમા કડવાની અગિયારમી કડીમાં પૂર્વમુદ્રિત પાઠ 'ગાંધર્વ વિવાહ' છે, તે પણ દેખીતો ખોટો છે. બ્રાહ્મણનાં બાળકો ગાંધર્વ વિવાહથી નહિ, પણ બ્રાહ્મ વિવાહથી પરણે છે. તે કારણસર મેં બદલી નાંખી 'બ્રાહ્મ વિવાહ' પાઠ છાપ્યો છે. ચૌદમા કડવાની અઢારમી કડીમાં 'નહીં નાગરી નૃત્ય' એમ જૂની આવૃત્તિમાં છે, તે અસંબદ્ધ છે. અયોધ્યા તજીને જતા હરિશ્ચંદ્રની પૂંઠે થતા ભિન્નભિન્ન નગરવાસિવર્ગ કવિ ગણાવે છે, તેમાં નાગરી નૃત્યના નિષેધને કે નિર્દેશને સ્થાન જ નથી. માટે સુધારી લઈ મેં 'નાઈ, નગારી, નર્ત' એવો પાઠ આપ્યો છે[૩]. પંદરમા કડવાની ચોથી કડીમાં 'નિરખિયાં' પાઠ છે, તે ઉઘાડો લેખકદોષ છે. તેનો ત્યાગ કરી શુદ્ધિપત્રમાં મેં 'નિરમિયાં' પાઠ છાપ્યો છે. પંદરમા કડવાની એકવીસમી કડીમાં 'ધર્મરાયનો જાણ થઇને સામગ્રી લાવ્યો સરવ' એવી પંકિત જૂની આવૃત્તિમાં છે, તે બંધ બેસતી નથી. શુદ્ધિપત્રમાં 'ધર્મરાયનો જણ થઈ તે સામગ્રી લાવ્યો સરવ' એમ છાપી મેં એ પંક્તિ સુધારી લીધી છે. એ જ કડવાની ત્રેતાળીસમી કડીમાં 'મોર રહ્યા છે મસમસે'

---

૨ દંડપાત-(૧) લાકડીની પેઠે ભોંય ઉપર લાંબા થઇને પડવું તે, (૨) અપરાધ બદલ દંડની સજા.

૩ નગારી-નગારચી. નર્ત-નર્તક.

એમ પૂર્વમુદ્રિત છે. અહીં, આંબાનો મોર મહમહી કે મઘમઘી રહ્યો છે, એવું કહેવું ઇષ્ટ છે. આપણે 'ગાંઠડી' નું 'ગાંહડી' કરી 'ગાંસડી' બોલ વાપરતા થયા છિયે તે ખરૂં; પણ હજુ 'મહમહ' બદલ 'મસ-મસ' નથી વાપરતા. તેથી નવી આવૃત્તિમાં 'મોર રહ્યો છે મઘમઘી' એવો પાઠ લીધો છે. સત્તરમા કડવાની વીસમી અને બાવીસમી કડીમાં પૂર્વે 'અમરી' પાઠ છાપ્યો હતો, તે બદલ મેં 'શ્રવરી' પાઠ આપ્યો છે. શ્રવરી, સમરી, હમરી, અમરી, એમ પેઢીઊતાર રૂપો થયાં જણાય છે. ઓગણીસમા કડવાની બીજી કડીમાં 'શ્રમ કર્યો તે સર્વ મિથ્યા વાત સઘળી ઘેર' છે. તેમાંના 'ઘેર' બોલના ઠેકાણે શુદ્ધિ-પત્રમાં 'ગેર' બોલ ગોઠવ્યો છે[૪]. ઉપરાંત બે પાઠના સમુદ્ધાર સારૂં મારે નાકરના હરિશ્ચંદ્રાખ્યાનની મદદ લેવી પડી છે. તેરમા અને અઢારમા કડવાની અનુક્રમે એકવીસમી અને બત્રીસમી કડીમાં 'હા પે ના છે ઢૂકડી' એવો પાઠ પૂર્વે છાપેલો છે. એને બદલે નાકરની કૃતિના પંદરમા કડવાની ચોથી કડીમાં 'આપો કે ના કહો ટૂંકી' એમ છે. તેના આધારે શુદ્ધિપત્રમાં યથાસ્થાન ' આપો કે ના ' અને ' આપો કે ના કહો ' એવો ફેરફાર કરી નાંખ્યો છે. છેવટ છવીસમા કડવાની અડત્રીસમી કડીમાં ' ખડ્ગ લીધું ક્ષત્રી રાયે; નાંખ્યું વનિતા શીશ ' એવો પાઠ છાપ્યો છે. હવે જો હરિશ્ચંદ્રે ખડ્ગ નાંખ્યું જ હોય, તો પ્રહાર કરી ચૂક્યા પછી વિષ્ણુ ભગવાને આવી હરિ-શ્ચંદ્રનો હાથ ઝાલવો નિરર્થક છે. નાકરે રચેલા આખ્યાનમાં જોયૂં, તો ઓગણત્રીસમા કડવાની તેરમી કડીમાં ' ખડ્ગ લીધૂં હાથમાં; તવ શીઘ્રે નામ્યૂં શીશ ' એવૂં મેં વાંચ્યૂં. તે ઉપરથી શુદ્ધિપત્રમાં ' નાંખ્યું ' ને બદલે ' નામ્યું ' પાઠ મેં સ્વીકાર્યો છે.

ઉપરની ટૂંકી નોંધને મુકાબલે જૂની પ્રતનો એક બોલ વિશેષ વિવેચનની અપેક્ષા રાખે છે. એના બાવીસમા કડવાની આઠમી અને

---

૪ ગેર (આ.)—ખોટૂં. સરખાવો ગેરસમજૂતી, ગેરઆબરૂ વગેરે.

દસમી કડીમાં ' ખંભદાસ ' પાઠ છે. નાકરના આખ્યાનના બાવીસમા અને ત્રેવીસમા કડવાની અનુક્રમે બીજી અને પહેલી પંક્તિમાં 'મસાણુખંભી દાસ ' નો પ્રયોગ છે; તેના ઉપરથી ' ખંભદાસ ' બોલ રત્નદાસે ઉપજાવ્યો જણાય છે. નાકરના બોલનો, મસાણમાં રહેનાર એટલે કે મસાણમાં રહી લાગો લેનાર સેવક, એવો અર્થ થાય છે; 'મસાણખંભી દાસ' વિશેષણરૂપ છે. રત્નદાસના બોલનો કંઇ અર્થ નથી; 'ખંભદાસ' વિશેષનામ છે[5].

આખ્યાન પ્રાસાદિક શૈલીમાં રચાયલૂં છતાં બે સ્થળે સંદેહ રહી ગયો છે. ચૌદમા કડવાની સત્તરમી કડીમાં 'માદીર' બોલ છે, તે જાણવામાં નથી. વળી સત્તરમા કડવાની ત્રેવીસમી કડીનો ભાગ બંધ બેસતો નથી. એ ઉપર કોઇ અજવાળૂં પાડશે, તો હૂં આભારી થઈશ.

## પ્રકાશનાં પરમાણુ.

ગૂજરાતી જૂના કવિતાસાહિત્યમાં રત્નદાસ એ નામના બે વૈષ્ણવ કવિ થયા છે, એક કાઠિયાવાડનો અને બીજો ચરોતરનો. પહેલો વર્ણે વૈશ્ય હતો.તેનૂં એક જ ટૂંકૂં કાવ્ય પ્રસિદ્ધ છે, સગાળશા શેઠ વિશેનું પદ[6]. બીજો રત્નદાસ, દાસ રતન કિંવા રતન, તે આપણો ચરિત્રનાયક. એ વર્ણે બ્રાહ્મણ હતો. એનૂં વતન નડિયાદ[7] અને એની કૃતિ

---

૫ આ ભેદ ધ્યાનમાં લઈ મેં કાલ્પત 'કુંભદાસ' નો ત્યાગ કરી અસલ 'ખંભદાસ' પાઠ શુદ્ધિપત્રમાં કાયમ રાખ્યો છે. વળી કાશીના રાજાનૂં નામ નાકરે અઠ્ઠાવીસમા અને ઓગણત્રીસમા કડવામાં 'ચિત્રસેન' આપેલૂં છે, તેને બદલે છવીસમા કડવામાં રત્નદાસે 'ધવલચંદ્ર' નામ આપ્યૂં છે; તે પણ આ સંસ્કરણમાં ચાલુ રાખ્યૂં છે.

૬ જુઓ બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૫, પૃષ્ઠ ૬૦૭.

૭ નટપદ્રને ઠેકાણે પૂર્વમુદ્રિત પાઠ નટવડ છે; તે ભ્રષ્ટ છે. સંસ્કૃત '**નટપદ્ર**' મૂળને મળતૂં રૂપ નડવડ સંભવે છે, નટવડ નહિ. સંવતના સોળમા સૈકાના અંતભાગના એક ખતમાં નડિયાદરૂ નામ મળી આવે છે. તે કાળાંતરે ટૂંકાવાઈ નડિયાદ સંજ્ઞા પ્રચારમાં આવી છે. આરંભનો અવિકૃત નટ અંશ ધ્યાનમાં લેઈ મેં આખ્યાનમાં નટપદ્ર પાઠ યોજ્યો છે.

હરિશ્ચંદ્રઆખ્યાન. એ નડિયાદના કયા ભાગમાં રહેતો હતો અને જ્ઞાતિએ કોણ હતો, તેનો ઉલ્લેખ આખ્યાનમાં છે નહિ. એક જ નહિ જેવું સાધન મળે છે તેને આધારે સ્થાનિક તપાસ થાય, તો કદાચ એની જ્ઞાતિ જાણવામાં આવે; અને એ જણાય, તો પછી વિશેષ પૂછપરછ થાય. આખ્યાનના અગિયારમા કડવામાં બ્રાહ્મણબાળકોના વિવાહના વર્ણનમાં 'ચરભક્ષ આદિ કર્યું સર્વે' એમ રત્નદાસ ગાય છે. એ અવતરણમાં જે સ્રીલિંગ ચરભક્ષ બોલ છે, તે સાઠોદરા નાગર વગેરે અમુક જ્ઞાતિમાં જ વપરાય છે.

પ્રસ્તુત હરિશ્ચંદ્રાખ્યાન જૂના પદબંધની રીતે વિવિધ દેશીમાં રચાયલું છે. તે દેશીનું જ્ઞાન રત્નદાસે વડોદરે રહી મેળવ્યું હતું. સંવતના અઢારમા શતકમાં કવિતાનું શિક્ષણ બે ઠેકાણે અપાતું હતું, ભુજમાં અને વડોદરામાં. એક સ્થળ હિંદુસ્તાનની હિંદીને અને બીજું ગૂજરાતની ગૂજરાતીને માન આપતું હતું. એ સમયે વડોદરું રાજધાનીની પ્રતિષ્ઠાએ પ્હોચ્યું ન હતું. તે જાણીતું હતું પ્રેમાનંદની[૮] શાળાને લીધે. એ શાળામાં આચાર્યના સફળ ઉપદેશથી અને ઉજ્જવલ દૃષ્ટાંતથી અકવિ કવિ થતો અને કવિ સુકવિ થતો. એની ખ્યાતિ સાંભળી પૂર્વે પચાસેક[૯] વરસ ઉપર બુરાનપુરથી વીરજી શિષ્ય થવા

* ૮ પ્રેમાનંદકૃત શામળશાનો મોટો વિવાહ રા. બ હરગોવિંદદાસ કાંટાવાળાએ છપાવ્યો છે, તેની પ્રસ્તાવનામાં એ કાવ્યની ઉત્પત્તિના સંબંધમાં એઓએ **વિવાહપ્રસંગ** એવા નામનું એક ખંડિત કાવ્ય આપ્યું છે. તેની અંદર પ્રસ્તુત શાળાનો પરોક્ષ નિર્દેશ જોવામાં આવે છે. એક વખત કોઇ એક નાગર ગૃહસ્થનું નોતરૂં સ્વીકારી પ્રેમાનંદ બેએક શિષ્યો સાથે અરણીના હનૂમાન થઈ દંતેસર જતા હતા, ત્યારે એ શિષ્યોને માર્ગમાં તેઓ કવિતાની સમજૂતી મ્હોડેથી આપતા હતાઃ એ પ્રસ્તાવ તેમાં નોંધ્યો છે.

૯ 'પચાસેક વરસ' નો આંકડો કામાવતી કથાના રચનાકાળને આધારે આપ્યો છે. એ કાવ્ય વીરજીએ સંવત ૧૭૨૫ ના પોસ વદ ૧૧ ને સોમવારે સમાપ્ત કર્યું હતું. આ મિતિ મારા સ્નેહી મણિલાલ દ્વિવેદીએ તપાસી જોઈ છે. તે ગણતરીથી ખરી માલૂમ પડી છે.

આકર્ષાયો હતો, તેમ નડિયાદથી રત્નદાસે આકર્ષાયો. તેણે વડોદરે આવી ભક્તિભાવથી પ્રેમાનંદનાં પાસાં સેવ્યાં. સદ્‌ગુરુના રૂડા શિક્ષણના પ્રતાપે સત્કવિઓના સહવાસમાં તેને કવિબુદ્ધિ આવી. વટપદ્રના સાહિત્યપરાયણ ગુરુકુળના અનેક કવિસ્નાતકોમાં નટપદ્રનો શિષ્ય પણ એક સ્નાતક થયો અને કવિ કહેવાયો.

રત્નદાસને કવિતાની પ્રસાદી વડોદરેથી મળી, તેની સાથે આખ્યાનનો આદર્શ પણ તેને ત્યાંથી જ મળ્યો જણાય છે. હરિશ્ચંદ્રાખ્યાન એની આરંભની કૃતિ છે, એમ એની રચના ઉપરથી સમજાય છે. અભ્યાસકાળ દરમિયાન વડોદરામાં કથાભટને હરિશ્ચંદ્રાખ્યાનની કથા કહેતા સાંભળી કવિ થવાનો ઉમંગ ધરાવતા નડિયાદવાસી શિષ્યનો એ આખ્યાન ઉપર મોહ બંધાયો હશે. ગુરુના[૧૦] સરસ્વતીભંડારમાં નાકરના હરિશ્ચંદ્રાખ્યાનની પ્રત એણે જોઈ હશે અને એના નકલ ઊલટ ભેર ઊતારી લીધી હશે. એ ઊતારો સામો રાખી પછીથી એણે નવું હરિશ્ચંદ્રાખ્યાન રચ્યું જણાય છે. જૂનું આખ્યાન નાકરની પ્રથમની કૃતિ હોવાથી બહુ ન્હાનું હતું. કથાભટની વીનતીને લીધે પૂર્વનાં ન્હાનાં ધ્રુવાખ્યાન અને શિવવિવાહ નાકરે પછીથી વિસ્તાર્યાં હતાં[૧૧], તેવી રીતે હરિશ્ચંદ્રાખ્યાન વિસ્તારવાનો પ્રસંગ તેને આવ્યો ન હતો; તેથી તે ન્હાનૂંનું ન્હાનૂં જ રહ્યું હતું. રત્નદાસે એ લઘુ મૂળ વિસ્તારી તેનું પૂર બમણું કરી મૂકયું. વડોદરાના જૂના અને નડિઆદના નવા આખ્યાનમાં કથાની ગૂંથણી સર્વાંશે એના એ છે; અને એકની પંકિત બીજામાં લગભગ એના એ બોલામાં ઊતારેલી પણ કેટલેક સ્થળે જોવામાં આવે છે[૧૨]. અર્થાત્ મૂળના પાયા અને જૂનો

૧૦ પ્રેમાનંદના સરસ્વતીભંડારના ઉલ્લેખ માટે જુઓ એના પુત્ર વલ્લભના યક્ષપ્રશ્નોત્તરનો છંદ ૫૨૨.

૧૧ જુઓ બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૮, પ્રસ્તાવના પૃષ્ઠ ૪૧.

૧૨ જુઓ પરિશિષ્ટ ૧.

કાટ કામમાં લેઈ રત્નદાસે ઊભણી વધારી મૂળના ડોળનું નવું મકાન બાંધ્યું છે. એણે વિસ્તારેલા આખ્યાનથી નાકરની કૃતિ એનાં પોતાનાં અસલ મુનાખ્યાન અને શિવવિવાહની પેઠે ગતાર્થ થાય છે.

નવું હરિશ્ચંદ્રાખ્યાન બસેં વરસ પૂર્વે રચાયલા આખ્યાનનો જીર્ણોદ્ધાર જ નથી. એમાં કેટલોક વધારો પણ છે. આ રત્નદાસની સ્વતંત્ર રચના છે. એણે કથાપીઠ યોજી આખ્યાનનો રામકથા સાથે સંબધ જોડયો છે, પંચવટીમાં રાવણ સીતાનું હરણ કરી જાય છે. તેની શોધમાં ફરતા રામ લક્ષ્મણ સૌભરિ ઋષિના આશ્રમે જઈ ચડે છે. માથે પડેલી આપત્તિથી ભગ્નહૃદય બનેલા રામચંદ્રને ઋષિ રઘુવંશી હરિશ્ચંદ્રના જેવી ધીરજ રાખવાનું કહે છે. પૂર્વજનું બોધપ્રદ ચરિત્ર સંભળાવવા રામચંદ્ર તેમને વીનવે છે. તે ઉપરથી સૌભરિ કથા કહી સંભળાવે છે. અહીંથી રત્નદાસ નાકરને અનુસરે છે. મૌલિક આખ્યાનમાં તેણે ચાર સ્થળે પોતાના તરફનું ઉમેરણ કર્યું છે, અયો-ધ્યાના વર્ણનમાં, બ્રાહ્મણબાળકોના વિવાહના પ્રસ્તાવમાં, વારાણસી પ્હોચ્યાના પ્રસંગમાં અને પ્રારબ્ધ કર્મની અપરિહાર્યતાના નિરૂપણમાં. એ ચારે કવન ઊછરતા કવિને શોભાપ્રદ છે. એમાં અને કથાપીઠમાં એની શક્તિના અંકુરોનું દર્શન થાય છે. તે શક્તિનો હજુ એટલો વિકાસ નથી થયો કે પુરોગામી કવિનાં બે નોંખાં [૧૪]કથામુખને એ યુક્તિ પુરઃસર સાંકળી લે.

જૂના આખ્યાનની તેમ જ નવાની શૈલી અલંકારના આડંબર વગરની અને સરળ છે. રત્નદાસની કવિતા શુદ્ધ સ્વરૂપમાં જળવાઈ છે. નાકરની જૂની ગૂજરાતીને ઊધેઈ લાગીને તે વિકૃત બની છે. જૂના હરિશ્ચંદ્રાખ્યાનનું શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે સંસ્કરણ નથી થયું ત્યાં

૧૩ હરિશ્ચંદ્ર લક્ષ્મીની વ્હારે ચડી વિશ્વામિત્રનું તપ મૂકાવ્યું હતું. તેનો ડંખ રાખી વસિષ્ઠ સાથેના વાદમાં વિશ્વામિત્રે હરિશ્ચંદ્રનું સત્ય મૂકાવવાનું પણ લીધું, એવું કંઇક કર્તાએ કહ્યું હોત તો બસ થાત.

સુધી તેની દેશીઓ વિશે કંઇ પણ નિશ્ચયપૂર્વક કહેવાય નહિ. બાકી નવા આખ્યાનની દેશીઓ તો બહુધા નિયમિત છે. એની અનિબદ્ધ વિદ્યાનૂં ઉત્તમ દેશીકારે આપેલૂં શિક્ષણ રત્નદાસના મગજમાં બરાબર ઊતર્યૂં જણાય છે,

બે હરિશ્ચંદ્રાખ્યાનના રચનાકાળ વચ્ચેનૂં અંતર બહુ લાંબૂં છે. જૂનૂં આખ્યાન, નાકર જયારે રણછોડરાયનાં દર્શને ગયો હતો, ત્યારે તેણે ઉમરેઠમાં સંવત ૧૫૭૨ ના ભાદરવામાં રાધાષ્ટમીએ આરંભ્યૂં હતૂં[૧૪]. નવા આખ્યાનની સમાપ્તિ રત્નદાસે સંવત ૧૭૭૪ ના કાર્ત્તિક માસની ચતુર્દશી ને ગુરુવારે કરી હતી. એની પૂર્વમુદ્રિત પ્રતના ત્રીસમા કડવાની પાંચમી કડી પ્રમાણે તો એનો રચનાકાળ સંવત ૧૭૦૪ ના કાર્ત્તિક માસની શુદ્ધ ચતુર્થી ને ગુરુવાર આવે[૧૫]. પરંતુ એ પાઠ ભ્રષ્ટ

૧૪ જુઓ બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૬, પૃષ્ઠ ૭૦૬.

સંવત પંદર બોતેર અભ્યાસ બુદ્ધાષ્ટમી ભાદરવે માસ
દર્શને ગયા'તા ઉમરેઠ ભણી, ત્યાં કથાની માંડી જોડણી.

આ કડીમાં બુદ્ધાષ્ટમી કહી છે તે કઈ? બુદ્ધ કે બુધની અષ્ટમી જાણમાં નથી. ભાદરવા સૂદ આઠમને રાધાષ્ટમી કહે છે. કદાચ તે અભિપ્રેત હોય, એમ ધારી ઉપર મેં રાધાષ્ટમી આપલ છે. શુદ્ધાષ્ટમી વાંચિયે, તો પણ સૂદ આઠમ ભાદરવાની, એટલે રાધાષ્ટમી જ આવી રહે છે.

૧૫ પૂર્વમુદ્રિત પાઠ નીચે પ્રમાણે છે.

સંવત સત્તરસે ચ્યારોતરો, કાર્તિક માસ તે સાર રે;
શુદ્ધ શોભાએ વારૂ ચતુર્થી, સુખદાયક ગુરૂવાર રે.

અહીં 'ચારોતરો' અને 'ચઉઓતરો'નો ગોટાળો થયો છે તેવો, પણ તેથી ઊલટા ક્રમનો ગોટાળો બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૮, પૃષ્ટ ૫૬૩ ની ટિપ્પણીમાં માધવદાસકૃત ભાગવત દશમ સ્કંધનો રચનાકાળ નીચેની કડીમાં આપ્યો છે તે સમજવામાં થયો છે.

સંવત સત્તર પાંચોત્તર, ને શકની સંખ્યા કહું,
પંદર સેં ને એકોતેર; દક્ષિણાયન રવિને લહું.

હોઈ સુધારવા જોગ છે. એમાં સંવતનું વરસ આપ્યું છે તે જ પ્રથમ તો ખોટું છે. રત્નદાસે સંવત ૧૭૦૪ માં હરિશ્ચંદ્રાખ્યાન રચ્યું હોય, તો સંવત ૧૭૦૨ ની આસપાસમાં તે વડોદરે કવિતાનો અભ્યાસ કરવા આવ્યો હોવો જોઇયે. એ સમયે પ્રેમાનંદની ઉમ્મર દસ વરસની સંભવે. એની પૂર્વે તેણે કયું અપૂર્વ કાવ્ય રચ્યું હોય, કે તેની કીર્ત્તિ નડિયાદ સૂધી પસરવા પામે, અને રત્નદાસ એ આઠેક વરસના બાળકનો શિષ્ય થવા આકર્ષાય ? વાત જ મગજમાં ઊતરે કે કલ્પનામાં આવે એવી નથી. પ્રેમાનંદની ખ્યાતિ ફેલાઈ તે મહેતાના મામેરાની રચનાથી. કહે છે કે વડોદરાના કોઇ વડનગરા નાગર ગૃહસ્થને ત્યાં સીમંતના જ્ઞાતિભોજનમાં તેણે એ પદબંધ ગાયો અને તેના ચરણે ધાતુપાત્રનો અંબાર ઢળ્યો. મામેરાનો રચનાકાળ સંવત ૧૭૧૭ ના આસો સુદિ ૯ ને રવિવાર છે. રા. રા. મણિલાલ સામળભાઇ દ્વિવેદી એમ. એ. ની ગણતરીમાં એ મિતિનાં પક્ષ તિથિ અને વારનો બરાબર મેળ મળે છે; અર્થાત્ તે વિશ્વાસપાત્ર છે. એ અગાઉ નિર્ધારિત મિતિવાળું પ્રેમાનંદનું કોઇ પણ કાવ્ય જાણવામાં નથી.

રત્નદાસના હરિશ્ચંદ્રખ્યાનનો રચનાકાળ સંવત સત્તર સેં ચ્યારોતરો નહિ, પણ સત્તર સેં ચાળોતરો લેઇયે, તો તેમાં પણ વાંધો આવે છે. અલબત ચ્યારોતરો, ચારોત્તરો કે ચાલોત્તરો અને ચાળોત્તરો એ બોલ એટલાબધા મળતા આવે છે, કે એકને ઠેકાણે બીજાનો ભ્રમ સ્હેજે થાય. પરંતુ રત્નદાસની જ સાક્ષી 'ચાળોત્તરો વિરુદ્ધ પડે છે. પહેલા કડવાની ઓગણીસમી કડીના પૂર્વ દળમાં તે હરિશ્ચંદ્રની સંક્ષિપ્ત કથાનો કોઇ કવિએ વિસ્તાર કર્યાનો ઉલ્લેખ કરે

---

પ્રસ્તુત રચનાકાળ સંવત ૧૭૦૫ છે. શક ૧૫૭૧ માં ૧૩૪ વરસ ઉમેરતાં સંવતનું એ જ વરસ આવે છે. પાંચોત્તર અને પંચોતેરમાં ભ્રમ થયાથી રા. છ. વિ. રાવળે રચનાકાળ સંવત ૧૭૭૫ આપ્યો જણાય છે. સંવત-શકનાં વરસનો મેળ મેળવ્યો હોત, તો ભૂલ ન થાત.

છે. એ કવિ નાકર તો ન જ હોય. એના હરિશ્ચંદ્રાખ્યાનનું પૂર તો અઢી સેં કડીની આસપાસ છે[૧૬]. એનાથી વિષ્ણુદાસના હરિશ્ચંદ્રખ્યાનનું પુર આશરે બમણું છે[૧૭]. પરંતુ નાકરના તેમ જ વિષ્ણુદાસના આખ્યાનમાં, મૂળ સંસ્કૃત વિશે ન મળી આવતું એવું ઘણું ઉમેરણ છે. સંક્ષિપ્ત કથાભાગને વળગી રહી આખ્યાનને બહલાવ્યું છે તે તો પ્રેમાનંદે જ. હરિશ્ચંદ્રાખ્યાન રચતાં આનંદમાં આવી જઈ કવિ ભણે છે કે

> હરિશ્ચંદ્રના ગુણ ગાવા અંતર આવે ભરતી મોટી રે.
> એ ચંદ્રિકા નિરખી કવિતાનિધિ તરંગ ઊછળે કોટિ રે[૧૮].

એ મોટા જુવાળના જોસમાં આખ્યાનનું પૂર સાત સેં કડી સુધી પ્હોચી જાય છે. આ આખ્યાન જ રત્નદાસના હરિશ્ચંદ્રાખ્યાનની ઉપર નોંધેલી કડીમાં અભિપ્રેત લાગે છે. પૂર્વની બે કડીઓ એણે પ્રેમાનંદને ઉદ્દેશીને લખી છે. છેવટની કડીના ઉત્તર દળમાં પ્રેમાનંદના ચરણારવિંદનો આશ્રય કવિએ લીધો છે. આથી, અંતર્ગત અઢારમી કડીનો કવિજન બોલ કવિ પ્રેમાનંદ માટે અને કથા બોલ હરિશ્ચંદ્રાખ્યાનને માટે રત્નદાસે વાપર્યો હોય, એમ હું સમજું છું. આ

૧૬ નાકર પોતે 'શ્લોક બસેં ઉપર બત્રીસ', એટલું જ પૂર આપે છે. બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૬ માં છપાયલા આખ્યાનનું પૂર બસેં પાંસઠ કડીને આશરે થાય છે.

૧૭ પ્રાચીન કાવ્ય, ત્રિમાસિકમાં છપાયલા આ આખ્યાનની કડી લગભગ અઢી સેં થાય છે.

૧૮ જુઓ માર્કંડેયપુરાણ, કડવું ૧૭, અથવા બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૫ નું હરિશ્ચંદ્રાખ્યાન, કડવું ૨, કડી ૭૭. પહેલામાં 'હરિશ્ચંદ્રના' બદલ 'હરિના' તથા બીજામાં તેનો પર્યાય 'પ્રભુના' છે. બેઉમાં 'મોટી' બદલ 'ઓટ' છે; અને બંનેમાં ઉત્તરાર્ધ 'કવિતા ચન્દ્રિકા નિધિ નિરખી મન તરંગ વૂટે કોટ રે' છે. આ પાઠ અશુદ્ધ હોવાથી પ્રકરણ સંગતિ અને અન્વય ધ્યાનમાં લેઈ તે સુધારીને અવતરણ આપ્યું છે.

આખ્યાનની રચનાનું વરસ બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૫, પૃષ્ઠ ૩૦૪ માં સંવત સત્તર સેં પચાસ અને પ્રાચીન કાવ્યમાળામાંના માર્કંડેયપુરાણના પૃષ્ઠ ૧૫૦ માં સંવત સત્તર સેં પાંસઠ આપેલું છે. એનો નિર્દેશ કરનારૂં રત્નદાસનું હરિશ્ચંદ્રાખ્યાન સંવત સત્તર સેં ચાળીસમાં મૂકી શકાય નહિ, સત્તર સેં ચારમાં મૂકવાની તો વાત જ ક્યાંથી ?

આ પ્રમાણે છણાછણ કરતાં, નડિયાદના હરિશ્ચંદ્રાખ્યાનની રચનાનું વરસ પૂર્વે સંવત ૧૭૭૪ આપ્યું છે, તેને જ વળગી રહેવું પડે છે. એ વરસના કાર્તિક માસની સુદ ચોથે રવિવાર હતો, એમ મારા સ્નેહી મણિભાઈ દ્વિવેદી ગણતરી કરી જણાવે છે. તે લેખે ચોથ પછીના બીજા અઠવાડિયાના ગુરુવારે ચતુર્દશી સંભવે છે. એ વૈકુંઠચતુર્દશીએ આખ્યાન સમાપ્તિએ પ્હોચ્યું. સં. ૧૭૭૪નું વરસ ગૂજરાતને કષ્ટકારી હતું. પરંતુ દુકાળની ડાકલી વાગતા પહેલાં વરસની શરૂઆતમાં જ આખ્યાન તો લખાઈ ગયું હતું.

પ્રસ્તુત આખ્યાનનો રચનાકાળ નિર્ધારિત થયાથી રત્નદાસ પ્રેમાનંદનો ઉત્તર અવસ્થાનો શિષ્ય ઠરે છે. વડોદરાની સાહિત્યશાળાના ઇતિહાસમાં તેનો મધ્યકાળ ખરેખરો તેજસ્વી છે. દ્વારકાદાસ, રત્નેશ્વર, પ્રેમાનંદસુત વલ્લભ અને બ્રહ્માનંદ[૧૯] એ કાળના પહેલા બીજા વર્ગના કવિસ્નાતકો છે. તેમની સાથે સરખામણીમાં પૂર્વ અને ઉત્તર કાળના વીરજી તથા હરિદાસનું અને અજાયક ન્હાની રત્નદાસ તથા સુંદર મેવાડાનું સ્થાન એઓની ઉપલબ્ધ કૃતિઓ જોતાં બહુ ઊતરતું છે. બીજી ચડિયાતી કૃતિઓ મળી આવે અને અભિપ્રાય બદલવો

---

૧૯ બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૮, પૃષ્ઠ ૬૫૩–૬૬૦ માં પ્રેમાનંદના રચેલા હરિવિરહના બાર માસ આપ્યા છે; તે પછીના પૃષ્ઠ ૬૬૦–૬ માં સંભોગશૃંગારનો તેરમો માસ ઊમેરેલો જોવામાં આવે છે તેનો કર્તા. વલ્લભે એના એક સવૈયામાં કહેલા પ્રેમાનંદી મંડળના નંદાંત નામના ચાર સભ્યો કહ્યા છે, તેઓમાંનો એ એક.

પડે, તો જુદી વાત. અત્યારે તો રત્નદાસની સાહિત્યકાર તરીકેની નોંધ તૈયાર કરવાનું સાધન માત્ર એની આરંભની કૃતિ છે.

રત્નદાસ વિશેની માહીતી સંગ્રહી હવે એના ગુરુ વિશેની માહીતી હરિશ્ચંદ્રાખ્યાનમાંથી મળી આવે તેટલી તારવી કાઢવા તરફ વળિયે. આખ્યાનના આરંભમાં ગુરુનું નામ લેઈ અથવા લીધા વગર તેને નમસ્કાર કરવાનો સંપ્રદાવ પરાપૂર્વથી ચાલ્યો આવે છે. તેને અનુસરી રત્નદાસ એના ગુરુનું નામ પ્રેમાનંદ આપે છે, અને તેના ચરણુકમળમાં મસ્તક મૂકી તેમનો આશ્રય લે છે. એ પ્રેમાનંદ કોણુ ? એકનું નામ લેતાં [૨૦]ત્રણુ પ્રેમાનંદ આપણુા આગળ ખડા થાય છે. તેમાંથી રત્નદાસનો ગુરુ કયો ? એ ગૂંચ કવિ જ ઊકેલી આપે છે. એના ગુરુને ઓળખાવવા એ તેને સત્યવાદી વિશેષણુ

૨૦ ત્રણુ પ્રેમાનંદ પૈકી એક પ્રેમાનંદ તે અનેક સુપ્રસિદ્ધ આખ્યાનનો કર્તા. બીજો બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૬, પૃષ્ટ ૨૫૭–૪૧૪ માં છાપેલા ભારત–આદિપર્વનો કર્તા. સદ્દગત ઇચ્છારામભાઇએ એને દ્રૌપદીસ્વયંવર નામ આપ્યું છે, તે એમની પાસેની હાથપ્રતને અનુસરીને આપ્યું હશે. ગ્રંથના છેલ્લા કડવામાં આદિપર્વ નામ જ જોવામાં આવે છે, તેથી હું એને આદિપર્વ કહું છું. એનો કર્તા પ્રેમાનંદ, એટલે કે બીજો પ્રેમાનંદ, વડોદરાનો વતની હતો અને જ્ઞાતિએ ચોવીસો હતો. વિશેષમાં એના પિતાનું નામ પણુ કૃષ્ણુ હતું. પ્રસ્તુત પર્વના પહેલા કડવાની આઠમી કડીમાં કર્તા પરમહંસ નામના ગુરુને સ્મરે છે. પરંતુ મારા જાણુવા પ્રમાણે પરમહંસનો વિશેષનામ તરીકે ઉપયોગ થતો નથી. અગત્યનો ફેરફાર કરી હું એ કડી નીચે મુજબ વાંચું છું.

શ્રીગુરુના ચરણે નમી આરંભ કરૂં છું કામ.
મુજ શીશ પાણિ ધરો પરમઆનંદ જેનું નામ.

પરમઆનંદ કિંવા પરમાનંદ, એ પ્રસિદ્ધ પ્રેમાનંદનું અપરનામ છે. એ નામનો પ્રયોગ બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૭ માંના માર્કંડેયપુરાણુની સદ્દગત ઇચ્છારામભાઇની હાથપ્રતના છપ્પનમા કડવાના વલણુમાં, વલ્લભકૃત યક્ષપ્રશ્નોત્તર (સં. ૧૭૮૧), છંદ ૯ માં તથા દુઃશાસનરૂધિરપાન (સં. ૧૭૮૦), છંદ

લગાડે છે. પ્રકરણ ઉપર દૃષ્ટિ ફેરવતાં એ વિશેષણ શોભાનું નહિ. પણ એના કોઇ અસાધારણ ઉદાત્ત વર્તનનું બોધક જણાય છે. હરિશ્ચંદ્ર જેમ સત્યવાદી હતો, તેમ એ પ્રેમાનંદ પણ સત્યવાદી હોવો જોઇયે; એટલે કે એકે જેમ અનેક મુશ્કેલીમાં પ્રતિજ્ઞા પાળી હતી, તેમ બીજાએ પણ બીજા પ્રકારની અનેક મુશ્કેલીમાં પોતાની પ્રતિજ્ઞા પાળી હોવા જોઇયે. એવો પ્રેમાનંદ આપણા જૂના પ્રસ્થાનમાં શોધી વળતાં એક જ મળી આવે છે, મામેરૂં–ઓખાહરણ–નળાખ્યાન–આદિ સુપ્રસિદ્ધ કાવ્યોનો કર્તા. કહે છે કે એ પ્રેમાનંદે, ગુર્જરી ગિરાનો ઉત્કર્ષ ન થાય ત્યાં સુધી પાગડી ન પહેરવી, એવી પ્રતિજ્ઞા લીધી હતી. એનો અન્વયી નિર્દેશ એના પુત્રના [૨૧]યુધિષ્ઠિરવૃકોદરસંવાદ-

---

૧ માં, અને રત્નેશ્વરકૃત ભાગવત દશમસ્કંધ (સં. ૧૭૩૯), અધ્યાય ૯૦, કડી ૯૩–૯૪) માં મળી આવે છે. એથી હું બીજા પ્રેમાનંદને પહેલા પ્રેમાનંદનો નંદાંતનામધારી શિષ્ય ગણું છું. એણે ઉક્ત આદિપર્વ સંવત ૧૭૩૬ ના આસો વદ બીજ ને બુધવારે પૂરૂં કર્યું હતું. એ ઉલ્લેખને લીધે સંવત ૧૭૨૭ થી સં. ૧૭૩૩ માં ભારત પૂર્ણ કરનાર ત્રીજા પ્રેમાનંદથી એ જુદો પડે છે. મુદ્રિત સંક્ષિપ્ત દશમલીલા, અને વિષ્ણુસહસ્રનામ કદાચ બીજા પ્રેમાનંદની કૃતિ હોય. ત્રીજો પ્રેમાનંદ કાળની કસોટીએ જેમ બીજાથી, તેમ દેશીની કસોટીએ ત્રીજા પ્રેમાનંદથી નોખો ઓળખાઈ આવે છે. એના ભારતનાં વિરાટપર્વ ભીષ્મપર્વ અને અશ્વમેધપર્વ, એ ત્રણ બહાર પડયાં છે. તેમાંથી એના સંબંધી વિશેષ માહીતી મળતી નથી. સ્વર્ગની નીસરણીના જોડકણાને આ નોંધમાં સામેલ રાખવૂં દુરસ્ત લાગ્યૂં નહિ, તેથી તેને મૂકી દીધૂં છે.

૨૧ જુઓ યુધિષ્ઠિરવૃકોદરસંવાદના પહેલા કવિતમાંનૂં નીચેનૂં અવતરણ.

'શું–શાં પેસા ચાર' સુણ્યું એક હિંદુસ્તાની મુખ,<br>
કે કરાળ કોપ કટ અટપટો વ્યાપિયો.<br>
'કોણ છે કહેનાર? કોણ યમપુરનો વ્હેનાર!<br>
શું ન જાણ્યો અલ્યા! તેં આ પ્રેમજાપજાપિયો?<br>
પ્રેમ હું જે નેમધર, વ્હેમને વિડારી નાંખું.<br>
ગુર્જર ગીરાને કાજે કર આ મેં આપિયો'.

માં અને [૨૨]યક્ષપ્રશ્નોત્તરમાં પણ છે. ઉત્તમ સાહિત્યની અભિવૃદ્ધિ માટે પિતાની એકતાનતાને લક્ષિત કરીને વલ્લભ: પૂર્વ કાવ્યમાં એ

---

૨૨ જુઓ યક્ષપ્રશ્નોત્તરનો છંદ ૫૨૧.

'માગ, માગ, મારા સુત ! મુખ માગ્યું આપું તને'
કવીશ્વરે એવી ઘડી એક વાર આણી'તી.
દ્વિજે અગ્નિકાષ્ઠ માગ્યાં મૃગ લઈ ગયો જેહ;
પાગ પ્હેરા'વા કવિએ માગણી જ માણી'તી.
યક્ષે કહ્યું, 'એ તો મેં જ પરીક્ષા જોવાને હર્યાં';
પિતાએ કર્યું'તું એમ, સુતરીતિ જાણી'તી.
આપ્યાં કાષ્ઠ તતં આણી, આનંદ થયો અપાર;
વીરજીએ પાગ આપી, પ્રેમે તે પ્રમાણી'તી.

આ અવતરણની ચોથી લીટીમાં "પાઘ પેરાવી કવિએ, કવિતા વખાણી'તી" અને આઠમીમાં "પ્રેમથી પ્રમાણી'તી" એવા પૂર્વમુદ્રિત પાઠ છે. તે પ્રસંગ વિચારતાં અશુદ્ધ લાગે છે, તેથી બદલ્યા છે. આ કવિતમાં વર્ણવેલા અપ્રસ્તુત વૃત્તાંતનો પ્રસંગ કયો, તે બાબતમાં યક્ષપ્રશ્નોત્તરના વિદ્વાન ટીકાકારથી હું જુદો પડું છું. એ લખે છે કે 'હિંદી ભાષાની કવિતા સમાન કવિતા ગુજરાતી ભાષામાં જો બને તો હું પ્રસન્ન થાઉં, એવો પ્રેમાનંદનો નિશ્ચય હોવાથી વલ્લભે પાંડવ વિષ્ટિ લખીને કવિને પ્રસન્ન કર્યા હતા તથા તેમને પાઘડી પહેરાવી હતી, એ વૃત્તાંતને ઉદ્દેશીને આ કથન છે.' મારૂં માનવૂં એવૂં છે કે વલ્લભે નવ રસનાં નવ નિરનિરાળાં કાવ્ય રચવાનૂં આદર્યૂં, તે ગુર્જરીના ઉત્કર્ષની પ્રતિજ્ઞા લઈ બેઠેલા પિતાને સંતોષવા માટે. એણે નવરસનિરૂપણનો આરંભ બહુ પ્રિય રૌદ્રથી અને અંત અપ્રિય કરુણથી કરેલ છે. એમાંનૂં પહેલૂં કાવ્ય યુધિષ્ઠિરવૃકોદરસંવાદ સાંભળી પ્રેમાનંદ એટલા પ્રસન્ન થયા કે તેમણે પુત્રનૂં માગ્યૂં આપી પાગડી પહેરી, અને વલ્લભના આનંદની બાકી ન રહી. એ આનંદ પ્રસ્તુત કાવ્યની સમાપ્તિના કવિતમાં નીચેના શબ્દમાં ઊભરાઈ જતો જોવામાં આવે છે.

એક સાત સાત એક ટેક તોરે તર્યો પૂરો;
છેક છત વાધી ગઈ. બોલ નથી બૂરો આ.

પ્રતિજ્ઞાના સંબંધમાં 'પ્રેમજાપ' પદ યોજે છે અને એ પ્રતિજ્ઞા લેનાર પ્રેમાનંદને 'નેમધર' વિશેષણ લગાડે છે. ધીરો ભગત પણ એ પ્રતિજ્ઞાનૂં ગર્ભિત સૂચન કરતો જણાય છે. એણે કરેલો નિર્દેશ વ્યતિરેકી છે: અને તે માયા સ્વરૂપને અંતે છે[૨૩]. ઉક્ત પ્રતિજ્ઞાને લીધે પાગડી ન પહેરતાં પ્રેમાનંદ માથે ફાળિયૂં વીંટતા હતા. સંવત ૧૭૭૧ માં ભાષાભક્ત પિતાને યશસ્વી પુત્રે રૌદ્ર રસનૂં યુધિષ્ઠિરવૃકોદર-સંવાદ કાવ્ય રચી નિવેદન કર્યૂં. તે કાવ્યના શ્રવણથી પરમ આનંદ પામી પ્રેમાનંદે વલ્લભને કહ્યૂં કે 'માગ, માગ, વત્સ! હૂં તને મ્હોમાગ્યૂં આપીશ'. પુત્રે વિનય કરી કહ્યૂં 'માગ્યૂં આપતા હો, તો ફાળિયૂં મૂકી પાગડી પહેરો'. એમ કહેવાની સાથે તેણે વીરજીને

---

યક્ષપ્રશ્નોત્તરમાંથી લીધેલા અવતરણમાં આ પ્રસંગ અપ્રસ્તુત વૃત્તાંતરૂપે વર્ણવેલો હૂં સમજૂં છૂં. નવ રસનાં નવ કાવ્યમાંથી રૌદ્રનૂં યુધિષ્ઠિર-વૃકોદરસંવાદ, અદ્ભુતનૂં કુંતીપ્રસન્નાખ્યાન, વીરનૂં દુઃશાસનરુધિરપાન અને કરુણનૂં યક્ષપ્રશ્નોત્તર બહાર પડી ચૂક્યાં છે. બીભત્સના ધૃતરાષ્ટ્ર-કુરુક્ષેત્રદર્શનનો અને શાંતના યુધિષ્ઠિરવૈરાગ્યનો ઉલ્લેખ સન ૧૯૧૨ ના માર્ચના બુદ્ધિપ્રકાશમાં છપાયલી રા. બ. હરગોવિંદદાસભાઇની યાદીમાં કરેલો છે. અજાણ્યાં રહ્યાં શૃંગાર હાસ્ય અને ભયાનકનાં કાવ્ય. કૃષ્ણવિષ્ટિ એઓમાંનૂં એક હોવૂં સંભવતૂં નથી કે તેને યક્ષપ્રશ્નોત્તરમાંનૂં અવતરણ લાગુ પડે. નિર્ણય તો પ્રેમાનંદકથા કે કૃષ્ણવિષ્ટિ હાથ લાગ્યે થાય.

૨૩ પ્રસ્તુત નિર્દેશ નીચે પ્રમાણે છે.

> માયા સ્વરૂપની અટક ધરી તેની ઇતિ કરી આ જાગ.
> સાર ગ્રહે, તે શાણા બને જન. પહેરવી નથી કંઇ પાગ.
> ધીંગડમલ્લ ધીરે રે મારૂંતારૂં સહુ નાંખ્યૂં.

પાગડી પહેરવી અને પાગડી બાંધવી એ બે રૂઢ પ્રયોગનો ભેદ સુજ્ઞ વાચકના ધ્યાનમાં હશે જ. એકનો ઉપયોગ બાધા લેવાના અને બીજાનો સરપાવ મળવાના પ્રસંગમાં થાય છે; અર્થાત્ એક બાધાનૂં અને અન્ય સરપાવનૂં ભાન કરાવે છે. અવતરણની છેલ્લી પંક્તિ ધીરા ભગતની સાત્ત્વિક પ્રતિજ્ઞાનો અને પ્રેમાનંદની રાજસ પ્રતિજ્ઞાનો ગર્ભિત રીતે વિવેક કરે છે.

સામ કરી. તે જ ક્ષણે જૂના શિષ્યે વરસોનાં વરસ થયાં પડી રહેલી પાગડી લાવીને ધરી; અને વચને બંધાયલા ગુરુએ તે ઘડીએ પાગડી માથે બાંધી પણ ખરીઃ પરંતુ કહે છે કે પછીથી તે ઊતારી તેણે ફાળિયું જ માથે મૂકચૂં; શાથી જે પ્રતિજ્ઞા પૂરી થઈ ન હતી. આ અવિસ્મરણીય પ્રસ્તાવની છાપ જે નવા અંતેવાસી રત્નદાસના મન પર સચોટ પડી હતી, તેનું સંપૂર્ણ પ્રતિબિંબ સત્યવાદી વિશેષણના પ્રયોગમાં સમાયૂં છે. પ્રેમાનંદે પાગડી પહેરવાની બાધા લીધાની વાત એના સમયમાં અને તે પછી પણ સારી રીતે જાણીતી હતી, તે વલ્લભના રત્નદાસના અને ધીરાના કથનથી સ્પષ્ટ થાય છે. વાગ્દેવી પ્રત્યેની ગુરુની અનન્ય ભક્તિને ઉદ્દેશીને નડિયાદી શિષ્ય ભક્ત વિશેષણ પણ તેને લગાડે છે. વલ્લભના પૂર્વોક્ત યુધિષ્ઠિરવૃકોદરસંવાદના મંગલા-ચારનો સૂક્ષ્મ પ્રતિઘોષ પણ કદાચ એ વિશેષણમાં સમાયો હોય. વડોદરેથી વતન પાછા ફરનાર કવિના હૃદયમાં બિરાજી રહી હતી બે મૂર્તિઓ, એક સત્યવાદી હરિશ્ચંદ્રની અને બીજી ભાષાભક્ત પ્રેમાનંદની.

નવું હરિશ્ચંદ્રાખ્યાન રચતાં સંક્ષિપ્ત કથાનો વિસ્તાર કરી રચવામાં આવેલા બીજા એક હરિશ્ચંદ્રાખ્યાનનો રત્નદાસે જે નિર્દેશ કર્યો છે તે ગુરુની વંદનાના પ્રકરણની અંદર આવેલો છે. તે કારણથી, પૂર્વે મેં કહ્યું છે તેમ, પ્રેમાનંદનૂં જ હરિશ્ચંદ્રાખ્યાન એ નિર્દેશે લક્ષિત છે. પ્રસ્તુત પંદર કડવાંનૂં આખ્યાન બસેં સોળ કડવાંના માર્કંડેયપુરાણનો ભાગ છે. એટલે કરીને આખૂં એ પુરાણ રત્નદાસની સાક્ષી અનુસાર પ્રેમા-નંદની કૃતિ ઠરે છે. સદ્‌ગત ઇચ્છારામભાઇ એ મંતવ્ય સ્વીકારવાની ના પાડે છે[૨૪]. એઓશ્રી ખાતરીથી ભાર દેઈને જણાવે છે, કે માર્કંડેયપુરાણ કવિચક્રચૂડામણિ પ્રેમાનંદની કૃતિ નથી જ.

---

૨૪ જુઓ બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૬ ની પ્રસ્તાવના. એક તરફ આખા માર્કંડયપુરાણને ઊતારી પાડવૂં એ લખાણ છે, અને બીજી તરફ એમાં મેળવી લીધેલા જૂના મદાલસાઆખ્યાનને અવિનાશી અને રૂડૂં વિશેષણ લગાડવૂં પ્રેમાનંદનૂં નીચેનૂં કવન (કડવું ૪૩, કડી ૮૬–૯૩) છે.

આ વિવાદનો નિર્ણય દેશીની કસોટી કરી આપશે. પ્રસંગને અનુકૂળ તરેહતરેહની દેશીઓની યોજના એ જૂના કવિઓમાં અગ્રસ્થાન પામેલા પ્રેમાનંદની કવિતાનું અવિસંવાદી લક્ષણ છે. બાલ્યાવસ્થાની લીલારૂપ દાણલીલાથી માંડીને અવસાનકાળના ભગવદ્‌ભજનરૂપ ભાગવત દશમ સ્કંધના પૂર્વાર્ધ પર્યંત બધાં દેશીબદ્ધ કાવ્યોમાં એ લક્ષણ વ્યાપક સ્વરૂપે પ્રવર્તે છે. નિર્દિષ્ટ ચિત્રવિચિત્ર રસમય ગૂંથણી નથી બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૬ માં છપાયલા દ્રૌપદીસ્વયંવરમાં, નથી છૂટી છપાયલી ભગવદ્‌ગીતામાં, નથી સાહિત્યમાં છપાયલાં વિરાટપર્વ ભીષ્મપર્વ તથા અશ્વમેધપર્વમાં, અને નથી પ્રાચીનકાવ્યસુધામાં છપાયલા વિષ્ણુસહસ્રનામમાં. આ ગ્રંથો ગણીગાંઠી બહુ પ્રચલિત દેશીમાં ગૂંથેલા છે. એના કર્તા બીજા ગમે તે હો અને એમના દેશકાળે ગમે તે હો. એ આપણા વખણાયલા પ્રેમાનંદની કૃતિઓ તો નથી જ. હવે માર્કંડેયપુરાણ સ્હેજે જોઇશું, તો એમાં દેશીની સમૃદ્ધિ છે,

---

હવાં સપ્ત અધ્યાતણી હો હું કરીશ સભા જાણ.
કારણ કહું ગણી હો અર્પી યથાશક્તિ પ્રમાણ;

પુત્ર પુરાણીનો હો હોયે મૂર્ખ અજાણ;
મુખ લહે આણીનો હો બીજો સુત સુજાણ.
પ્રીતિ પરસ્પર થતી હો તોય; તનુજ ન તજાય.
કોઇ મારે રતી હો ત્યાં પુરાણી લડવા જાય.

વિનાશી વખાણીને હો પુરાણી એવું કરે.
**અવિનાશી** જાણીને હો શે પ્રેમાનંદ પરહરે?
પુરાણીપુત્ર લાખો હો કરી શાખો મુઆ લહ્યા.
ગ્રંથનાશ દાખો હો. અવિનાશી વેદ કહ્યા.

સુત કાણો કૂડો હો ન નાંખી દે કોઈ,
રાખ્યો ગ્રંથ રૂડો હો એહવી સોઇ જોઇ.
ઠઠમઠ કરી ઠેલે હો કુરૂપો વિવાહ કાજે.
વિપ્ર ગ્રંથ મેળે હો, ન્યાય્ય એ તો છે આજે.

વિવિધતા છે, અને વરણી છે. પદ્યબંધની એ કસોટીએ પ્રસ્તુત પુરાણ રત્નદાસના ગુરુની જ કૃતિ ઠરે છે.

ઉક્ત પુરાણ જેણે વાંચ્યું હશે તેને એક વાત યાદ હશે, પુરાણીઓની ઝાટકણી. એના અધ્યાયે અધ્યાયે પ્રેમાનંદે તેમના ઉપર વાગ્બાણનો વરસાદ વરસાવ્યો છે; તેમની પંડિતાઇનો દંભ ઉઘાડો પાડી તેમને ફજેત ફજેત કર્યા છે. શ્રોતાને કહેવું કંઇ અને વક્તાએ કરવું કંઇ, એવાં તેમનાં આચરણને માટે પોથીમાંનાં રીંગણાંની કથનીથી તેમને વગોવવામાં બાકી નથી રાખી. પુરાણીઓએ એવું શું ઉગ્ર વૈર વાર્યું હતું, કે કર્તા પ્રસ્તુત માર્કંડેયપુરાણને એ રીતે પુરાણીપુરાણ બનાવી મૂકે છે? રત્નેશ્વર અને પુરાણીઓનો ઝઘડો એ વૈરનું મૂળ હતું એમ કહેવામાં આવે છે[૨૫], તે માની શકાતું નથી. એનો ડંખ મનમાં રાખી શિષ્યની લડાઇ ગુરુ લડે અને તે પણ રહી રહીને ત્રીસ વરસ વીત્યા પછી[૨૬], એ વાત ઘટમાં ગોઠતી નથી.

---

૨૫ જુઓ પ્રાચીન કાવ્યમાળામાંના **રત્નેશ્વરકૃત કવિતા** એ નામના અંકના કવિચરિત્રમાંથી નીચેનો ઉતારો. 'પુરાણીઓએ રત્નેશ્વરને બહુ પજવ્યા તેથી ચીડાઇને પ્રેમાનંદ કવિએ પણ પોતાના માર્કંડેય પુરાણ નામે ગ્રંથમાં પુરાણીઓની ખૂબ ઝાટકણી કાઢી છે. અને એક જગાએ તો તે વક્રોક્તિમાં લખે છે કે "રત્ન સમો પ્રેમાનંદ નહિ તેથી નમે પુરાણી પાયરે" તે ઉપરથી રત્નેશ્વરની હકીકત ઉપરથી જ તેમ તેણે કર્યું છે એમ જણાય છે'.

૨૬ ઠામ ઠામ ઝગડો મચાવી પુરાણીએ રત્નેશ્વરને હેરાન હેરાન કર્યો, તેથી તેને ડભોઈ છોડીને કૈણાટ જઇ રહેવું પડયું. ત્યાં પ્રેમાનંદની ખ્યાતિ સાંભળીને તે એના દર્શને ગયો. એની પ્રેરણાથી તેણે સંસ્કૃત મૂકી ગૂજરાતીમાં કવિતા કરવા માંડી. પ્રેમાનંદ પાસેથી દેશીની તાલીમ મેળવી કૈણાટ જઈ તેણે સંવત ૧૭૩૯ માં ભાગવત દશમસ્કંધ રચ્યો. આ વિગત ધ્યાનમાં લેઈ રત્નેશ્વરને સંવત ૧૭૩૫ ની આસપાસમાં ડભોઈના પુરાણીઓ સાથે ઝગડો થયો હશે એવી મેં અટકળ કરી છે.

મારૂં માનવું તો એમ છે કે પુરાણીઓ બહુ લાંબા વખતથી પ્રેમાનંદની નિંદા કર્યા કરતા હશે, એની કૃતિનાં છિદ્રો કાઢયા કરતા હશે, અને ઉભયને ભીનારી પાડયા કરતા હશે, તેથી વેર બંધાયું હશે. કવિએ સંવત ૧૭૨૮ માં રચેલા મદાલસાઆખ્યાનના સંબંધમાં આવું કંઇક બન્યું હતું ખરૂં. માર્કંડેયપુરાણમાં પ્રેમાનંદ એ આખ્યાન મેળવી દે છે, તે પ્રસંગે એના મુખમાંથી એક બહુ જ માર્મિક વચન નીકળી જાય છે.

માર્જાર શુકમારણ હો જોઈ કો ન ભીચાટે ? [૨૭]

પાળેલા પોપટ ઉપર તરાપ મારી બિલાડો ખાઈ જવાનું કરે, તે જોઈ કોણ સંતપ્ત ન થાય સૌ થાય; એટલે પ્રેમાનંદ પણ સંતપ્ત થાય છે. ચાલુ પ્રકરણમાં પ્રયુક્ત અન્યોક્તિનો શુક તે મદાલસા-આખ્યાન છે અને માર્જાર તે પુરાણી છે. સંસ્કૃત મૂળનો તત્ત્વજ્ઞાનવાળો ઉત્તર ભાગ નીરસ જાણી રસજ્ઞ પ્રેમાનંદે તે છોડી દેઈ આખ્યાનની સમાપ્તિ કરી દીધી હતી. તેનો અર્થ અવળો કરી 'તત્ત્વજ્ઞાનમાં ચાંચ ખૂપી નહિ એટલે જોયું ! એ ભાગ મૂકી દીધો !' એવું એવું કહી આખ્યાનને વખોડી કાઢી પુરાણીઓ એના કર્તાને વગોવ્યા કરતા હતા. તેના જવાબમાં મદાલસાઆખ્યાનની શેષપૂર્તિ કરીને જ કવિ બેસી નથી રહેતો, આખા **मार्कण्डेयपुराण**નો અનુવાદ કરે છે. અને રાની બિલાડાઓને હાક મારીને કહે છે કે 'આવો. આ પુરોડાશ મૂકચો છે. જોઇયે, તમે તે ખાઓ છો કે મહાવ્યાઘ્ર તમને ખાય છે[૨૮] ?' અને ખરેખાત નવહત્યા વાઘ જેવો પ્રેમાનંદ

---

૨૭ જુઓ માર્કંડેયપુરાણ, કડવું ૪૩, કડી ૯૪.

૨૮ જુઓ માર્કંડેયપુરાણ, કડવું ૨૧૬, કડી ૭૩, ૭૪.

વનમાર્જારને ખીજવી મૂક્યો પુરોડાશ પાવન.
રહે બેસી કેમ સિદ્ધિપ્રાપ્ત થાય યજન ?
મૂર્ખ જન કરે શોચ. નવ રહે ઉદય અસ્ત સદા ય.
મહાવ્યાઘ્ર હણે માર્જારને, વા પુરોડાશ દ્વેષી ખાય.

મૂળ પાઠ અશુદ્ધ જણાયા, તે ઉતારામાં સુધારી લીધા છે.

પુરાણીને પૂરા કરી દે છે. પ્રસ્તુત રૂઢ વૈરને ઉદ્દેશીને કવિ અત્યંત આવેશમાં પુરાણના અંતે લખે છે તે શબ્દો ધ્યાનમાં લેવા જોગ છે.

> જ્ઞાતા હશે તે જાણુશે, અજ્ઞાતાને શું કહેવું?
> અતિશય વૃદ્ધિગત થયું હતું નિંદક જનનું દેવું;
> તે આ ભવે નવ આપિયે તો પરભવે, કહે જાણુ,
> ઝાડ માંહિ ઝાડ ઊગી લે માગી નિર્વાણુ:
> એમ જાણી આપી દીધું. વળી થાય માગણુ કોઇ,
> ત્યારે ધર્મ ધોઇશું, સર્વ જોઇશું. કહે કોઇ શું? છે સોઇ[૨૯].

એ આવેશમાં કવિ આગળ વધી કહે છે, કે 'એક બે પુરાણુ તો શું, વ્યાસ ભગવાનનાં બીજાં એ પુરાણુ ગુર્જરગિરામાં હું ઊતારીશ'. પરંતુ મહાવ્યાઘ્રની મહાગર્જના પછી વનમાર્જારે શુક કે પુરોડાશ ઉપર તરાપ મારી એ નહિ ને આપણુને અવશિષ્ટ પુરાણોનો પ્રસાદ મળ્યો પણુ નહિ.

વૈર વ્હેલૂં બંધાયૂં હતૂં, છતાં તે પુરાણીઓને વ્હેલૂં પૂરયૂં નહિ તે કવિના સદ્દગુરુ રામચરણુના પ્રતાપે. એમણે હરિગુણુ ગાવાની પ્રેમાનંદને આજ્ઞા આપી હતી અને કોઇની નિંદા કરવાની સખત મના કરી હતી. એક વાર ક્રોધને વશ થઈ કવિએ ટીખળીનાગરોની ઝાટકણી કાઢવા નાગરનિંદા નામે કાવ્ય લખવા માંડ્યૂં હતૂં, તે શ્રીરામચરણે બાળી નખાવ્યૂં હતૂં[૩૦]. ગુરુની મર્યાદા પાળી પુરાણી-ઓના મુખનૂં વગોણું પ્રેમાનંદ મૌન ધરી ખમી રહ્યો હતો. જો રામચરણુ વિદ્યમાન હોત, તો પુરાણીપુરાણુ રચાત જ નહિ. એઓ સ્વધામ પધાર્યા પછી પ્રેમાનંદે મ્હોર મ્હોર જેવા બોલથી વ્યાજ સાથે દેવૂં વાળી દીધૂં.

---

૨૯ જુઓ માર્કંડેયપુરાણુ, કડવું ૨૧૬, કડી ૬૭-૬૯. અશુદ્ધ પાઠ સુધારી અવતરણુ આપ્યૂં છે.

૩૦ સવિસ્તર હકીકત માટેજુઓ પ્રેમાનંદકૃત શામળશાના મોટા વિવાહની રા. બ. હરગોવિંદદાસભાઇની પ્રસ્તાવના.

માર્કંડેયપુરાણનો રચનાકાળ એના કર્તૃત્વની માફક કંઇક વાદગ્રસ્ત છે. પ્રાચીનકાવ્યમાળાના અંક ૧૬ થી ૨૦ માં એ પુરાણ પ્રસિદ્ધ થયું છે, તેમાં એક વાર સમાપ્તિએ જ નહિ, પણ વચમાં વચમાં ફરી ફરીને એ રચાયાની સાલ સંવત ૧૭૬૫ આપેલ છે[૩૧]: એટલે આખા પુરાણનો રચનાકાળ સંવત ૧૭૬૫ સંભવે છે. અષ્ટાવક્રાખ્યાન પ્રસ્તુત પુરાણીપુરાણનૂં અનુસંધાન છે એમ વિવેકદૃષ્ટિએ કહેવૂં પ્રાપ્ત થાય છે. એકમાં કવિ અને પુરાણીની સ્પર્ધા તામસ અને બીજામાં રાજસ સ્વરૂપ ધારણ કરે છે. વ્યાસ પીઠે બેસી પુરાણીઓ પોતાને વ્યાસ નામથી ઓળખાવે છે એટલૂં જ નહિ, પણ સાંખ્ય વેદાંત આદિ શાસ્ત્રના જ્ઞાનનો દાવો રાખે છે. તેમને છક્કડ ખવરાવવા પ્રેમાનંદે ઉક્ત શાસ્ત્રકાવ્ય લખ્યૂં છે. માર્કંડેયપુરાણના પહેલા અને એકત્રીસમા કડવાની અનુક્રમે ચોવીસમી અને છપ્પનમી કડીમાં પુરાણીને વ્યાજ-સ્તુતિમાં વેદાંતી બાવા કહી નમસ્કાર કર્યા છે[૩૨] તે જેમ અષ્ટવક્રાખ્યાનની આગાહી આપે છે, તેમ આ વેદાંતકાવ્યના છઠ્ઠા કડવાના [૩૩]બીજા ત્રીજા છંદમાં યોજેલી પુરાણીના ઉપહાસની પોથીમાંનાં રીંગણાંની કથની પુરાણીપુરાણની સ્મૃતિ કરાવે છે. અષ્ટાવક્રાખ્યાનનો

---

૩૧ જુઓ કડવાં ૩૦, ૯૧, ૧૧૭, ૧૨૯, ૧૩૮, ૧૪૧, ૧૪૫, ૧૬૩, ૧૮૭, ૧૯૭, ૨૦૬, ૨૦૯ અને ૨૧૫ ની સમાપ્તિ.

૩૨ જુઓ નીચેની પંક્તિઓ.

> નમું પુરાણી ! નમું વ્યાસજી ! નમું વેદાંતી બાવા !
> સર્વાચારી ! વીનતી મારી કર ધરી દો ગુણ ગાવા. ૧,૨૪
> કરું નમસ્કાર તમે મહાજ્ઞાની, જાણો સાંખ્ય વેદાંત. ૩૧, ૫૬

૩૩ જુઓ નીચેની પંક્તિઓ.

> મોટા મોટા દેવ ઋષીશ્વર ભાખતા.
> 'લાગી લગ્ને લાય ધીકતી !' દાખતા.
> તેમાં પડતા તે જ અબોલ્યું નિજ કરી.
> 'રીંગણ પોથી માંહ્ય' પુરાણી મતિ વરી.

રચનાકાળ સંવત ૧૭૬૬ છે[૩૪]. તે માર્કંડેયપુરાણના નિર્દિષ્ટ રચનાકાળની પુષ્ટિ કરે છે. પ્રાચીનકાવ્યમાળામાં આપ્યૂં એ માર્કંડેયપુરાણ જ્યારે એક જ વરસમાં પૂરૂં થયૂં જણાવ્યૂં છે, ત્યારે બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૫ માં એમાંનૂં હરિશ્ચંદ્રાખ્યાન સંવત ૧૭૫૦ માં, દેવીમાહાત્મ્ય કિંવા દેવીચરિત્ર સંવત ૧૭૫૨ માં, અને મદાલસાઆખ્યાનની જૂની મિતિના ઉલ્લેખ સાથેનૂં અવશિષ્ટ પુરાણ સંવત ૧૭૬૫ માં રચાયૂં કહ્યું છે. આ ત્રિભંગ રચના આંતર પ્રમાણ ધ્યાનમાં લેતાં સંભવિત જણાતી નથી. માર્કંડેયપુરાણના બે જ ભાગ પડે છે, સંવત ૧૭૨૮ માં રચાયલો અને સંવત ૧૭૬૫ માં રચાયલો. પહેલામાં જૂનૂં મદાલસાઆખ્યાન એકલૂં જ આવે છે; તેમાં ક્રમબદ્ધ અધ્યાયનો નિર્દેશ નથી. બીજા ભાગમાં બાકીના પુરાણનો સમાવેશ થાય છે; તેમાં અધ્યાયની એકધારી ક્રમવાર નોંધણી છે. એની સમાપ્તિ સંવત ૧૭૬૫ ના શ્રાવણ માસમાં વૈધતિ યોગમાં થઈ હતી. પ્રેમાનંદના આખ્યાનોને અને કાવ્યનાટકને જોડનારો અંકોડો માર્કંડેયપુરાણ છે.

---

૩૪ જુઓ પ્રાચીનકાવ્યમાળાનૂં અષ્ટાવક્રાખ્યાન, કડવું, ૧૪, છંદ ૧૪૨ નું છેલ્લું ચરણ.

સંવત સતર સેં છાસઠ સાલે વ્હાલે વિઠ્ઠલ સ્વામી વરી ભજિયા જ હરિ.

બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૭ માં એને બદલે નીચે પ્રમાણે છે.

વિશ સતર સેંની સાલે મહાલે વક્રીની કથા જ કરી ભજિયા જ હરિ.

આ પાઠ છંદોભંગથી દૂષિત તેમ જ ભ્રષ્ટ છે; અને એમાં આપેલી સાલ અસંભવિત છે. શામળશાના મોટા વિવાહના છેતાળીસમા કડવાના ઉત્તર ભાગમાં નરસંઇસુતના મુખમાં મૂકેલી પંક્તિઓમાં સમાવેલા ધ્વનિ ઉપરથી સમજાય છે, કે પ્રેમાનંદે સંવત ૧૭૪૦ માં એ વિવાહ રચ્યો તે પહેલાં એણે છંદોબદ્ધ કવિતા કરી ન હતી. મારી અટકળ એવી છે કે નળે અને ઋતુપર્ણે જેમ અશ્વવિદ્યા અને અક્ષવિદ્યાની, તેમ પ્રેમાનંદે અને રત્નેશ્વરે સંવત ૧૭૩૫ ના અરસામાં દેશી અને છંદની વિદ્યાની આપલે કરી અને તે પછી પ્રેમાનંદે છંદોબદ્ધ કવિતા લખવા માંડી.

રત્નદાસ પ્રેમાનંદના જાહેર જીવન ઉપર જેમ એક તરફ પ્રકાશ પાડે છે, તેમ બીજી તરફ ગુરુના ખાનગી જીવન ઉપર પણ પાડે છે, અને તે એક જ અર્થગર્ભિત માન ઊપજાવનાર શબ્દથી. તે પ્રેમાનંદને સંત શબ્દે સંબોધે છે, અને એનામાં કવિબુદ્ધિ આવી તે એ સંતની પ્રસાદી સમજે છે. આ સમકાલીન નોંધ કવિના ઉત્તર જીવનના પવિત્રપણા વિશે ઊંચો અભિપ્રાય બંધાવે છે. પ્રેમાનંદ કવિ તરીકે તો એનાં કાવ્યોની સમૃદ્ધિથી સારી રીતે જાણીતો છે. એના સાહિત્યજીવનનો ઇતિહાસ પણ એ કાવ્યોના આધારે ઊપજાવી શકાય એમ છે. પરંતુ એની સંત તરીકે ઓળખાણ તો રત્નદાસ જ કરાવે છે. પુત્રની પ્રેમાનંદકથા જેટલી જ અથવા તેથી વિશેષ વિશ્વસનીય આ બે અક્ષરની શિષ્યની સાક્ષી છે.

સપ્ટેમ્બર, સન ૧૯૨૭. }
અમદાવાદ. } કે. હ. ધ્રુવ.



# પરિશિષ્ટ ૧.

## નાકર અને રત્નદાસના આખ્યાનમાં સમાન પંક્તિઓ.

| રત્નદાસ. | | | નાકર. | | |
|---|---|---|---|---|---|
| કડવું. | કડી. | પંક્તિ. | કડવું. | કડી. | પંક્તિ. |
| ૫ | ૧૭ | બિરદ મોહું, નવ મરે કદિ પિતા પહેલો પુત્ર. | ૨ | ૫ | બિરદ મોહું એ કહ્યું, ન મરે પિતા પહેલાં તન. |
| | ૧૮ | એક વાર અક્ષત વાવિયે તે લણીજે દશ વાર. | ૨ | ૪ | એક વાર ત્યાં વાવે કરશણ, લણે છે વાર સાત. |
| ૬ | ૧૫ | ધર્મ રૂપિયું ચક્ર જ ફરે;<br>અધર્મ આચર્યે શીશ જ હરે. | ૨ | ૬ | જૂઠો, જૂગારી ચોર ચરપટ ચિત્ત લંપટ જેહ,<br>ચક્ર આવે હરિશ્ચંદ્રનું, સદ્ય શીશ છેદે તેહ. |
| ૮ | ૧૭ | તજી તપને બ્રહ્મસદને જઈ રહ્યા મુનિજન. | ૪ | ૬ | તત્ક્ષણ ત્યાંથી તપ તજીને બ્રહ્મસદનમાં આવિયો. |
| ૧૪ | ૭<br>૮ | મેલી મંદિર માળિયાં નીસર્યો જ્યારે બ્હાર.<br>માનવીએ અન્ન તજિયાં, પશુ ચાર ન ખાય. | ૧૬ | ૩ | મેલ્યાં મંદિર માળિયાં ને સૂરજવંશી જાય,<br>માનવી પાણી ન પીએ, પશુ ચાર ન ખાય. |
| ૨૩ | ૨૪<br>૨૫ | વિપ્ર ભોજન કરે મંદિર. વાત મૂકો સોય.<br>વ્યગ્ર થઈને ઊઠશે મુનિ એહ સુણતાં વાત. | ૨૬ | ૬ | વળતી સતી એમ બોલિયાંઃ હવડાં મ લેશો નામ.<br>ઘરમાં બ્રાહ્મણ જમે છે. તે વણસે સઘળું કામ. |
| ૨૬ | ૩૮ | ખડ્ગ લીધું ક્ષત્રી રાયે. નામ્યું વનિતાએ શીશ.<br>પધારીને તે સમે કર ગ્રહ્યો શ્રી જગદીશ. | ૨૯ | ૧૩ | ખડગ લીધું હાથમાં, તવ શીઘ્ર નામ્યું શીશ.<br>આવીને ઊભા રહ્યા ત્યાં સમરથ શ્રી જગદીશ. |

 પ. પ. પ.

# પરિશિષ્ટ ૨.

## રત્નદાસ અને નાકરનાં હરિશ્ચંદ્રાખ્યાનની કડવાં વાર અનુક્રમણી.

| રત્નદાસ | નાકર | વિષય |
|---|---|---|
| ૧ | ૧ | મંગળાચરણ. |
| ૨–૪ | | હનૂમંતરામાયણમાંનૂં કથાપીઠ. |
| ૫–૬ | ૨ | અયોધ્યાનો સત્યવાદી હરિશ્ચંદ્ર. |
| ૭–૮ | ૩–૪ | કથામુખ ૧, લક્ષ્મીની વ્હાર. |
| ૯ | ૫–૬ | કથામુખ ૨, વસિષ્ઠવિશ્વામિત્રનો વાદ પડવો. |
| ૧૦ | ૭–૯ | વનવરાહની પૂંઠે. |
| ૧૧ | ૧૦–૧૨ | તીર્થસ્નાન અને કન્યાદાન. |
| ૧૨–૧૩ | ૧૩–૧૫ | સવાભાર સુવર્ણની દક્ષિણાની ચટપટી. |
| ૧૪ | ૧૬ | અયોધ્યા નગર છોડવૂં. |
| ૧૫ | ૧૭–૨૦ | પગરખાં કાઢી આપવાં, બાર સૂરજ તપવા, પરવનૂં પાણી તજવૂં અને આંબાફળ આપી દેવૂં. |
| ૧૬–૨૦ | ૨૧ | કાશીમાં ગણિકા તથા અગ્નિહોત્રીને ત્યાં, અને અનામિકને ત્યાં રાણી અને રાજા વેચાયાં. |
| ૨૧ | | કર્મની રેખમાં ન મીનમેખ. |
| ૨૨ | ૨૨–૨૫ | રાજાના પેટિયાનો અને અનામિકના સ્નાનનો પ્રસંગ. |
| ૨૩–૨૫ | ૨૬–૨૮ | રોહિદાસને સર્પદંશ: તેના શબને અગ્નિદાહ. |
| ૨૬ | ૨૯ | તારાને વધતી શિક્ષા. |
| ૨૭–૨૯ | ૩૦–૩૧ | વિષ્ણુ ભગવાન પધારવા, રોહિદાસ જીવતો થવો, અને હરિશ્ચંદ્રને વરદાન. |
| ૩૦ | ૩૧ | સમાપ્તિ. |

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૩ | નમું | નામું |
| ૩ | ૧૪ | પંપાસર | પદ્મસર |
| ૪ | ૨૦ | આત | અતિ |
| ૫ | ૧૯ | વન | વનમાં |
| ૭ | ૬ | બુધ | બુધ |
| ૧૧ | ૫ | માનિની, | માનિની[૪] |
| | ૧૧ | ભજનમાં | દેવામાં |
| | ૧૨ | દંડવત | દંડપાત |
| ૧૫ | ૧૨ | પ્રીછયા | પ્રીછ્યા |
| ૧૬ | ૧૫ | સાભરિ | સૌભરિ |
| ૧૮ | ૧૪ | ભીજું | બીજું |
| ૨૦ | ૪ | કીતિ | કીર્તિ |
| ૨૨ | ૧૧,૧૫ | કુંભદાસ | ખંભદાસ |
| ૩૧ | ૨૦ | હા પે ના છે | આપો કે ના |
| ૩૫ | ૧૯ | [૬]કણુવતું | કરવતું |
| | ૨૧ | [૭]કણુવતું | કરવતું |
| | ૨૩ | નિરખિયાં | નિરમિયાં |
| | ૨૬ | [૬,૭]કણુવતું | ૦ |
| ૩૬ | ૮ | રાહીદાસ | રોહીદાસ |
| ૩૭ | ૧૦ | ધર્મરાયને જાણ્યુ થઇ; | ધર્મરાયનો જણુ થઇ |
| ૪૩ | ૧ | તેડયો | તેડ્યો |
| ૪૭ | ૧૧ | હા પે ના છે | આપો કે ના કહો |
| | ૧૭ | ઘેર | ગેર |
| | ૧૯ | વાર્ધક્ય | વાર્દ્ધક્ય |
| ૫૧ | ૯ | રાગ | [૨]રાગ |
| | ૧૦ | [૨]લખિયા | લખિયા |
| ૫૫ | ૧૦.૧૧ | | રાગ રામગ્રી |
| ૬૪ | ૩ | નાંખ્યું | નામ્યું |
| ૬૭ | ૨૦ | હરિશ્ચંદ્ર પુરી | હરિશ્ચંદ્રપુરી |
| ૬૮ | ૨૨ | ચંતુર્થી | ચતુર્દશી |
| ૭૧ | ૨૬ | ઉદ્દસ્ત | ઉદ્દસ |
| ૭૨ | ૨૦ | करपत्र | करवेत्र |
| | | करवत्त | करवेत्त |
| | | કરવત | ડાંગ |
| ૭૮ | ૨૧ | વાર્ધકય | વાર્દ્ધકય |



રત્નદાસકૃત

# હરિશ્ચંદ્રાખ્યાન.



## કડવું ૧

### રાગ ધનાશ્રી.

ભજું ભાવે પ્રભુ દેવ જી; કરું પ્રાર્થના તજી અહમેવ જી. ૧

ઢાળ.

અહમેવ મૂકી પ્રારથું. મુને આપ ઉત્તમ જ્ઞાન;
ટાળ ને તું માહરું જડમૂળથી[1] અજ્ઞાન. ૨

આશ મારે મન તારી. સાર કર, ગણુપત્ય !
અજ્ઞાન અર્ણવમાં પડચો; ઊગાર મુજને સત્ય. ૩

વર્ણવું જશ તાહરો. મુને આપ ને શુભ મત્ય.
સર્વપહેલો સર્વદા સિદ્ધિ બુદ્ધિકેરો પત્ય. ૪

મુકુટ મણિએ જડિત. શોભિત ગજવદન ઝાઝવલ્ય.
સૂંડકેરી શોભાને[2] ત્રૈલોક્યે નાવે તુલ્ય. ૫

ઢળકતાં છે કર્ણ માંહે[3] કોટિ રવિ સમ તાલ.
[4]રસાળ ઓપિત વદનમાં છે દંત એક [5]વિશાળ. ૬

ફાંદ સુંદર મલ્લની. છે સરસ મધુરી વાણુ.
કમળમાળા કંઠ ઓપતી. ધરી ફરસી પાણુ. ૭

પરિધાન કીધાં વસ્ત્ર વારુ. ચર્ચ્યું સિંદૂર અંગ.
મુષક વાહન સદા જેને. સુભગ કાંતિ સુરંગ. ૮

ચરણે વાજે ઘૂઘરી; તેનો બહુ ઝણુકાર.
સિદ્ધિ બુદ્ધિ બે અંગના. લક્ષ લાભ કુમાર. ૯

---

૧ જડરૂપીઉં. ૨ સૂંઢશોભા સમાને. ૩ કર્ણે કુંડળ. ૪ વિશાળ.
૫ રસાળ.

શીશ જેને બ્રહ્મવિદ્યા. દાસ સઘળી ધાત.
સ્મરણમાત્રે સર્વનાં દારિદ્ર કરતો પાત. ૧૦

ગુણે પૂરણ ગણપતિ! છો [1]ચતુરકેરા રાય.
નિરખતાં ગજવદનને અઘ જન્મકેરાં જાય. ૧૧

મૂઢમતિ હું નવ લહું શુભ લક્ષણોના ભેદ.
તુજ વિના મુજ મતિતિમિરને કોણ કરે તાં છેદ? ૧૨

અંબે! આપ તું શુભ મતિ દેઈ શિરે મુજ પાણ.
આશ મુજને માત! તારી માનજે નિરવાણ. ૧૩

આપ વાણી વિશ્વજનની! માગું નમીને ચરણ.
અવર સરવની આશ[2] મિથ્યા. નિશ્ચળ તારે શરણ. ૧૪

અવિદ્યાએ આવર્યું પરિપૂર્ણ મારું તન.
નાશ કર અઘઓઘને, જયમ થાય નિર્મળ મન. ૧૫

દયા આણી હાથ ગ્રહિયે માત! નમું શીસ.
[3]પાણિપુસ્તકધારિણી, કલા પૂર્ણ, ગુણ બત્રીસ. ૧૬

હરિકૃપાએ બાળપણથી મળ્યો સદ્‌ગુરુ સાર.
તેણે કરીને થયો મુજને સંત–અંગીકાર. ૧૭

માન મૂકી ધરૂં ઇચ્છા કહેવા ગુણ હરિશ્ચંદ.
સત્યવાદી સર્વ જાણે ભક્ત પ્રેમાનંદ ૧૮

કવિજને કરી એ કથા સંક્ષેપ કરી વિસ્તાર.
હનૂમંતકૃત રામાયણે મેં સુણી તે નિરધાર. ૧૯

કથા પ્રૌઢી. બુદ્ધિમાને અંશ તેનો લીધ.
દાસ થઈ હરિકૃપાએ વિસ્તાર વિધ સું કીધ. ૨૦

પદબંધ રાગ ને અધિક ઓછું નવ લહું કવિગત્ય.
માટે કહું હું પ્રારથી મુને આપો અગ્ર સુમત્ય. ૨૧

---

૧ ચતુર ચાતુર. ૨ અવર આશા સર્વ. ૩ પુસ્તક વેણા પાણિ ધારિણી; કલા ગુણ બત્રીસ.

ઊથલો.

આપો મતિ શ્રી ગણપતિ સરસ્વતી ને રઘુપતિ સહી.
રત્નદાસ કહેવા થઈ ઇચ્છા પ્રભુપદપંકજને ગ્રહી. ૨૨

## કડવું ૨

રાગ ધનાશ્રી.

નગર અયોધ્યા સરયૂ તીર જી. દશરથ રાજા ગુણગંભીર જી. ૧

ઢાળ.

ગુણે પૂરણ, પ્રજાપાલક, ધર્મનો અવતાર;
શીલ, શુભ મતિ સર્વદા; જેને નહિ ક્રોધ લગાર. ૨

ત્રણ ઘરુણી [1]રાયને: એ રાણી પરમ પવિત્ર,
કૌશલ્યાને સુમિત્રા; કૈકેયી બુદ્ધિ વિચિત્ર. ૩

પુત્ર નહિ તે રાયને. ઘણું હારિયો નિજ મન.
પરિતાપ કરીને નવ રહ્યો તે, આવિયો મહા વન. ૪

પમ્પા સર સુંદર વિષે તે રહ્યો સુમતિ રાય.
આરામ જાણી ત્યાં રહ્યો જોઇ નિશિ શોભા ય. ૫

શ્રવણ તન ઋષિ તણો આવ્યો[2] ગ્રહી કાવડ કંધ
બેસાડી પિતુમાતને જે જન્મનાં છે અંધ. ૬

હસ્તીભાવે શ્રવણ હણિયો. દુખ પામ્યો રાય.
શાપ પામી વળ્યો પાછો. અયોધ્યા ભણી જાય. ૭

પુત્ર અર્થે યજ્ઞ કીધો તેડાવી ઋષ્યશૃંગ,
કલિનું જેને નથી કલ્મષ, કલાપૂરણ અંગ. ૮

ચરુભક્ષયોગે રાયજીને હવા ચાર કુમાર.
કૌશલ્યાની કૂખે પ્રગટ્યા રામચંદ્ર ઉદાર. ૯

---

૧ રાયને. પુણ્યવતી જાણે પવિત્ર. ૨ શ્રવણ તન છે ઋષિતણો.

સુમિત્રાએ યુગ્મ જણિયા લક્ષ્મણ શત્રુઘ્ન.
કૈકેયીની કૂખે જનમ્યો ભરત રૂપરતન. ૧૦

થયા પ્રૌઢા કુંવર ચારે. [૧]અંતર હરખે રાય.
નિરખતાં શ્રીરામજીને ઊલટ અંગ ન માય. ૧૧

ઉપવીત દીધાં આદરે અનુસરી ક્ષત્રિય ધર્મ.
કહ્યા પાખે આવડ્યાં સુભાગ્યે કુલનાં કર્મ. ૧૨

યજ્ઞ અર્થે યાચવા તે સમે આવ્યા મુન્ય.
'કાકુત્સ્થવંશી રાયજી! અવતાર તારો ધન્ય. ૧૩

[૨]જાચવા આવ્યો; આપ મુજને રામ લક્ષ્મણ જોડ.
હણે આવી દુષ્ટને તે. પહોચે મારા કોડ.' ૧૪

કુંવર બન્ને આપિયા ઋષિરાયજીને હાથ.
રામ લક્ષ્મણ ગ્રહી ભાથા ચાલિયા ઋષિ સાથ. ૧૫

હણી હેલામાં તાટકાને મુક્ત કીધું વન.
ઋષિને ગૃહ જઈ પહોતા [૩]રામ રૂપરતન. ૧૬

યજ્ઞ કીધા ચાલતા; ને દુષ્ટ હણિયા હાથ.
રામલક્ષ્મણ પુરી મિથિલા ચાલિયા ઋષિ સાથ. ૧૭

અહલ્યા પદરજ પ્રતાપે ઉદ્ધરી તત્કાળ.
પછે ત્યાંથી આવિયા ભૂ સ્વયંવરની વિશાળ. ૧૮

મંડપે આવી કર્યા શિવધનુષના શત ખંડ.
લંકાપતિ હારી ગયો [૪]રાવણ આત પ્રચંડ. ૧૯

તેડાવી પિતુમાતને [૫]પરણ્યા સીતા રઘુપત્ય.
જનકે વળાવ્યા આદરે, ઉદાર જેની મત્ય. ૨૦

પરશુરામ માર્ગે મળ્યા. મૂકે નહિ નિજ મામ.
જસ વધારી જગતમાં આવ્યા અયોધ્યા રામ. ૨૧

---

૧ નિરખે. ૨ યાચક. ૩ સુભગ. ૪ રૂપે. ૫ પરણ્યા તે સીતા પત્ય.

ઊથલો.

આવ્યા અયોધ્યા રામ રંગે. રાય મન ઊલટ ઘણો
'રાજ્ય આપું રામને'. આનંદ પૂરણ તેતણો. ૨૨

## કડવું ૩

રાગ રામગ્રી.

મન વિમાસ્યું દશરથ રાયે જી. હઇડામાં હરખ ન માયે જી. ૧

ઢાળ.

હરખ હઇડે ઊલટયો; ને તેડાવ્યા પરધાન.
તેમને ત્યાં પૂછિયું. [૧]સાંભળ્યું એકે કાન. ૨

વિચાર ચારુ ગમ્યો સહુને. હરખ પામ્યા લોક.
આનંદ અંગે ઊલટિયો. 'રખે વાત થાતી ફોક.' ૩

જાણ કરવાને ગયા કૈકેયીકેરે દ્વાર.
ત્યારપહેલી ફેરી[૨] મત કૈકેયીએ નિરધાર. ૪

રાય પાસે માગિયું. 'મને આપિયે વર આજ.
રામ વન માંહે સધારે, ભરત પામે રાજ્ય.' ૫

વચન સુણતાં રાય પડિયો. જાણ થયું રઘુવીર.
વદે રાઘવ. 'કશે કારણ ધરણિ ઢળિયા, ધીર ?' ૬

કહ્યું રાયે વિસ્તારી જે માગિયું નિજ નાર.
[૩]રામે વન જાવાને વનકુળ કર્યો અંગીકાર. ૭

સંગ જાનકી, વીર લક્ષ્મણ. ચાલિયા પ્રભુ વન.
શ્રવણનો જે શાપ હતો, હવો રાય પતન. ૮

ઊતરી સરયૂપાર ચરણે ચાલિયાં વનમાં ય.
અગસ્ત્યનો આશ્રમ [૪]મૂકીને ગયાં શુભ સ્થળ જ્યાં ય. ૯

---

૧ સાંભળો. ૨ ફેરવી. ૩ રામ વનમાં જવા ભૂષણ સજ્યાં અંગીકાર.
૪ તજીને.

પંચવટીએ પધાર્યા [૧]ગોદાવરીને તીર,
સ્થલ સુંદર શોભિતું, છે નિર્મળ જેનું નીર. ૧૦

પર્ણકુટી કરી રહ્યા ત્યાં રામ લક્ષ્મણ ધીર.
સેવા કરે ગુરુ ભ્રાતની પવિત્ર પોતે વીર. ૧૧

સીતાને જનની ગણીને તલાંસે નિત્ય પાય.
યત્ન કરીને જાળવે છે દિવા ને નિશા ય. ૧૨

કો સમે ત્યાં નાર આવી આસુરી તેણી વાર.
વિપરીત રૂપ ધરી કહે, 'કરો મુજ અંગીકાર.' ૧૩

શૂર્પનખા છે નામ તેનું. ભગિની લંકાધીશ.
ક્રોધ વ્યાપ્યો કુટિલ વચનો સાંભળી જગદીશ. ૧૪

શેષનો અવતાર છે તેણે કરી નકટી તેહ.
વળી પાછી ગઈ લંકા, હાર પામી જેહ. ૧૫

નિવેદન કર્યું ભ્રાતને વિપરીત વીત્યું જેહ.
સાંભળી વિસ્મય થયો. પછે આગ લાગી દેહ. ૧૬

મામા સાથે મંત્રવચને કરી જુગતે વાત.
'બોલ ભગિનીના સુણી મુને થયાં આંસુ પાત.' ૧૭

વિચાર કીધો વન જવાનો, જ્યાં રહે છે રામ.
માયાવી મૃગલો થયો મારીચ તેણે ઠામ. ૧૮

ગુપ્ત રાવણ થઈ રહ્યો. મૃગરાજ ચાલ્યો ત્યાં ય.
ચરતો આવ્યો [૨]ચમત્કારક શીઘ્ર વાડી માંહ્ય. ૧૯

સીતાની દૃષ્ટે પડ્યો, સુવર્ણકેરો જેહ.
'એના ચર્મની કંચુકી પહેરું, મનમાં એ નેહ.' ૨૦

રાઘવજીને સાદ કીધો. આવિયા તતખેવ.
'ચર્મની આના ચોળી મુજને કરાવો અશ્વમેવ.' ૨૧

---

૧ જ્યાં સુભગ ગોદા તીર. ૨ ચમત્કારે.

ઊથલો.

કરાવો ચોળી મુજને પ્રભુ! હેમમૃગના તનતણી.
વર્ણ ને વળી રૂપ દેખી ઇચ્છા થઈ મુજને ઘણી.'　　૨૨

## કડવું ૪

### રાગ ધનાશ્રી.

વળતા બોલ્યા રાઘવ વાણી જી. 'એ બુધ અબળા! કાં મન આણી જી? ૧
સહેજે કરવૂં એહ [1]વિકર્મ જી. એ ન્હોય ક્ષત્રિયનો ધર્મ જી.　　૨

ઢાળ.

વિકર્મ સહેજે એહ, રામા, પશુ હણવો હાથ.
બીજું કહો તે કીજિયે' એમ વદે મુખ રઘુનાથ.　　૩

કહ્યું ન માન્યું રામનું. મારવો પરઠ્યો નેટ.
'રહો લક્ષ્મણ! જાળવી. અમો જાઉં છું આખેટ.　　૪

દુષ્ટ રાક્ષસ વસે વનમાં. રહેજો રૂડી પેર.
જાળવજો જતને તમો. નિશિ દિવા રહેજો ઘેર.'　　૫

ધનુર્ધર પૂંઠે ગયા. મૃગરાજ નાઠો જાય.
મારવા મન હામ મોટી. ઊલટ સાથે ધાય.　　૬

ચીસ પાડી સાદ કીધો, 'વીર લક્ષ્મણ! ધાઇ'
માયાવીનો સાદ ન લહ્યો. દુઃખી સીતા થાઇ.　　૭

લક્ષ્મણ પ્રત્યે બોલી સીતા. 'રઘુનાથનો સાદ.
તેડે છે. તમો તાં પધારો. મૂકો મન સું પ્રમાદ.'　　૮

પેરે પેરે જોયું; [2]પ્રીછવ્યું. પણ ન માન્યું સીત.
શું કરે લક્ષ્મણ? કઠણ વાયક બોલિયાં વિપરીત.　　૯

---

૧ કર્મ. ૨ બીજી.

'મંદિર રહેજો, માવડી, તમે રખે આવો બહાર.
( આણુ દીધી આંગણે ) જાતાં ન જુગતે દ્વાર.' ૧૦

ત્યાંથી લક્ષ્મણ ગયા જાણી ધરી જાચકરૂપ
આવ્યો પાસે પર્ણકુટીની અર્થી [૧]રાક્ષસભૂપ. ૧૧

બળ કરીને હરી સીતા ગયો લંકાધીશ.
મૃગને મારી ત્યારપૂંઠે આવિયા જગદીશ. ૧૨

રામ નિરખી પર્ણકુટીને મુખે બોલ્યા વાણ.
'સીતાને કો હરી ગયું! મોટી થઈ છે હાણ.' ૧૩

પર્ણકુટીમાં પેખિયું; તવ થયા મન નિરાશ.
દુઃખી થઈ ને નીસર્યા મૂકતા મુખ નિઃશ્વાસ. ૧૪

શોધવા લાગ્યા સુંદરી. પણ કો ન બોલે ભાળ.
વન પર્વતશૃંગ શોધ્યાં. દુઃખી થયા [૨]દયાળ. ૧૫

અનેક આશ્રમ ઋષિતણા નિરખતા નિત્યે રામ.
એમ કરતા આવિયા જ્યાં સૌભરિનૂં ધામ. ૧૬

સૌભરિનો સુંદર આશ્રમ. વૃક્ષલતા ગંભીર.
આવીને ઊભા રહ્યા તે સુભગ બંને વીર. ૧૭

ઋષિ સામા આવિયા, જઈ મળ્યા પ્રેમે તેહ.
આશ્રમે પધરાવિયા મન પૂરણ આણી નેહ. ૧૮

ચિંતાતુર મન ચિંતવી પૂછ્યું ઋષિએ રામ.
પ્રેમે માંડીને કહ્યું જે દિવસે છાંડ્યું ધામ. ૧૯

ઘણું દુખિયા રામ લક્ષ્મણ. નેણે વહે જળધાર.
'કહું ઋષિજી! કેટલું? દુઃખતણો નાવે પાર. ૨૦

જાનકી વણ એકલા અમો હીંડું ફરતા વન.
કયમ કરી સહિયે અમો આ દુઃખ મોટું તન? ૨૧

---

૧ આતુર ભૂપ. ૨ કરુણાળ.

જનકતનયા જાનકીને હરી ગયો કો દુષ્ટ.
સ્વપ્ન માંહે મળે કયાંથી? થવું કયાં સંતુષ્ટ? ૨૨

મરણ માગું સર્વથા અમો વિના સીતા સત્ય.
બોલવા મતિ ટળી સઘળી; ગળી દેહની ગત્ય.' ૨૩

રામલક્ષ્મણ પરમ દૂખિયા નિરખિયા નિરવાણ.
સૌભરિ કહે. 'સુણો, કરુણાસિંધુ ચતુર સુજાણ! ૨૪

ધીરજ રાખો, ધરણીપાલક! હારો કાં? ગઈ ગત્ય?
સુખદુઃખ સરજ્યું સર્વને. શે ના સુણો, ભગવત? ૨૫

[1]રઘુકેરા કુલ વિશે પ્રભુ! ધીરજની છે રીત.
હરિશ્ચંદ્રનું વીતક કહું, જે ચાલિયો સત્ય નિત્ય. ૨૬

વિશ્વામિત્રે પરભવાને કર્યો વિક્રય દેહ.
નીચને ઘેર નીર આણી સત્ય રાખ્યું તેહ. ૨૭

રાયના દુઃખ આગળે તમ દુઃખ તરણા માત્ર.
ધીરજ રાખો. ધર્મથી સુખ પામશો, સત્પાત્ર!' ૨૮

સુણી રાઘવ વદે વાણી. 'સાંભળો, ઋષિરાય!
હરિશ્ચંદ્રની કહો કથા, જ્યમ તાપ તનનો જાય. ૨૯

વિસ્તારીને કહો મને સત્પાત્ર! આણી સ્નેહ.
ધીરજ અંગ જ ઊપજે, પરિતાપ છાંડે દેહ, ૩૦

ઊથલો.

પરિતાપ છાંડે દેહ, એ વિધ વિસ્તારીને કહો તમો.
(ચરણ વંદી વદે રાઘવ) પ્રેમથી [2]સુણિયે અમો.' ૩૧

---

૧ રઘુવંશના. ૨ સુણશું.

## કડવું ૫

રાગ આંદોલ.

વળતા સૌભરિ બોલ્યા વાણી એ. ' પ્રેમ આણી એ કહે રામને. ' ૧
ત્રિશંકુનો તન હરિશ્ચંદર એ, ધીરજ ધર એ રાખી તેહણે[1]. ૨

ઢાળ.

ધીરજ રાખી ધર થકી. તમે સાંભળો, રઘુરાય !
કથા કહું તે વિસ્તારી જ્યમ શોક સઘળો જાય. ૩

નદી સરયૂ પરમ પાવન; પુલિન પુણ્યપવિત્ર.
અયોધ્યા પુરી વસે સુંદર. પોળ પ્રકાર વિચિત્ર. ૪

ચહુદિશે ચોકી. કર્યાં ચૌટાં રૂડાં એંશી ચાર.
ચૌટા ચૌટા પ્રત્યે સુંદર સમાં હાટ હજાર. ૫

વિવિધ વિસ્તારે ઘણું છે માળ ઉપર માળ.
રંગ્યા [2]સુરીતે ચિત્રકારે સર્વ [3]તેહ વિશાળ. ૬

પવિત્રતા છે પુરી માંહે, વસે વર્ણ અઢાર;
જેનો જેવો[4] જોઇયે, તેનો તેવો[5] આચાર. ૭

નિગમના નિર્ઘોષ નિત્યે વિપ્રકેરે દ્વાર;
ખટ કર્મ માંહે ન્હોય પૂરી; ધર્મના અવતાર. ૮

અગ્નિહોત્ર જ આવસથ્યનાં; હોમ દે નિત્ય તેહ,
મૂરખ કો તેમાં નહિ; મતિમંત[6] પૂરા એહ.[7] ૯

ક્ષત્રી ક્ષત્રીતણે ધર્મે પાળે વિપ્ર ને ગાય,
વૈશ્ય વારૂ વૈશ્ય રીતે[8] આપ અર્થે ખાય. ૧૦

---

૧ ત્રિશંકુ રાયનો તન હરિશ્ચંદ્ર એ, જેણે ધીરજ ધરા રાખી હિએ. ૨ રીતે. ૩ ત્યાં છે. ૪ જેવો જેમ. ૫ તેને ત્યમ. ૬ મતિવંત. ૭ જેહ. ૮ વૈશ્યરીતિ.

શૂદ્રને જેવી ઘટે આચારકેરી રીત,
સમ્યક[૧] પાળે પ્રીતથી[૨] તે પવિત્રપણે નિત્ય. ૧૧

અધર્મ લેશે નવ મળે, છે[૩] ધર્મના પગ ચાર,
સ્વપ્ન માંહે નવ મળે ત્યાં લેશ પાપવિચાર. ૧૨

મંદિર મંદિર માનિની,[૪] પતિવ્રતા સઘળી તેહ.
નણંદ સાસુ પતિને કયારે ન [૫]દૂહવે એહ. ૧૩

પ્રીતિ સાથે હરિતણું મુખથી ન મૂકે નામ,
સરવ આદર દિયે એવું[૬] નિત્ય કરે એ કામ. ૧૪

રીત જે સગપણતણી, સઘળી જ પાળે તેહ;
નિયમ[૭] વ્રત ચૂકે નહિ, વૈષ્ણવી જે નિજ[૮] દેહ. ૧૫

મારવી તો સોગટી; [૯]ભજનમાં હરિનું નામ.
બાંધવાં તો પુષ્પ; ને દંડવત દેવ પ્રણામ. ૧૬

કલિતણો પરવેશ નહિ ત્યાં, ધર્મકેરું સૂત્ર.
બિરદ મોટું, નવ મરે કદી પિતા પહેલો પુત્ર. ૧૭

એકવાર અક્ષત વાવિયે તે લણીજે દશવાર.
માગ્યા મેહ વરસે સમા; ને સુખી સહુ સંસાર. ૧૮

ઉષ્ણ દિનકર નવ તપે નિત્યે ય; શીતળ ચંદ;
પવન પરિમલ સું ભલો, તે વહે[૧૦] શીળો મંદ. ૧૯

વેધ નહિ વંટોળનો ત્યાં. અવનિ શીતળ[૧૧] અત્ય.
વસંતની મન ઉપમા નર નારીને નિત્ય પ્રત્ય. ૨૦

---

૧ સમ. ૨ પ્રીતિ સાથે. ૩ અને. ૪ માનુની. ૫ દુહુએ જેહ.
૬ સર્વ લોક એવું આદરે. ૭ નિત્ય. ૮ જેની. ૯ દૂષવા. ૧૦ નિત્યે.
૧૧ સત્ય.

કૂપ સર વાપી ઘણાં, વળી આમ્રનાં બહુ વન.
ધર્મિષ્ઠ એવા નગરનો ત્રિશંકુતન રાજન. ૨૧

ઊથલો.

ત્રિશંકુતન રાજન, રાઘવ ! સુણો ઉપમા એહની.
(સૌભરિ કહે) કહું વિસ્તારી ધીરજ ધારણ તેહની. ૨૨

## કડવું ૬.

રાગ ગોડી.

(સૌભરિ કહે) રાઘવજી ! સુણો. કહું ધર્મ હરિશ્ચંદ્રજી તણો.
સુભગ ભૂપ વૈષ્ણવના ધણી[1] પાળે પ્રીતે પ્રજા આપણી. ૧

સુભટ આપે, આપ ઉદાર. પુણ્યતણો નવ લહિયે પાર.
શીળો સ્વભાવ, દયા મન ઘણી. માન રહિત મતિ રાજાતણી. ૨

અશુભ વચન નવ બોલે આળ. પ્રજાપાળ પૂરો ભૂપાળ.
યૌવનગર્વ નહિ લવલેશ. ક્યારે નહિ કાયાનો કલેશ. ૩

જાણે શાસ્ત્રતણા બહુ ભેદ. ક્યારે નહિ કો ઉપર ખેદ.
નિત્ય પ્રત્યે આચરણી બહુ; દેખાદેખી ચાલે સહુ. ૪

ન્યૂન અધિક નવ જાણે મન: દૃષ્ટિ સરખી, નહિ કો ભિન્ન.
વિનયવચન બોલે [2]મુખ થકે. અસત્ય વાત નવ [3]બોલી શકે. ૫

રૂપે મન્મથનો અવતાર. સદા શીલ વડપણનો ભાર.
પૂરણ ગુણ. લક્ષણ બત્રીસ. સ્વપ્નમાં એ જાણે નવ રીસ. ૬

પ્રાતઃસ્નાન નિત્ય નેમે કરે; હઇયે ધ્યાન હરિનું ધરે.
વિપ્ર ગાયના પૂજે પાય; પછે અન્ન ઉદક લે રાય. ૭

તારાલોચની ઘરુણી ઘરે. પતિઆજ્ઞા પૂરી અનુસરે.
પતિવ્રતાનૂં વ્રત જેહને. અતિ આચાર સદા તેહને. ૮

૧ વૈષ્ણવતા ધણી. ૨ મુખથકી. ૩ બોલે શકી.

૩૫ અતિ ને લાવણ્ય ઘણું. વચન ન લોપે સ્વામીતણું.
લહે પતિના મનનો મર્મ. તેવો તે [1]પાળે નિત્ય ધર્મ. ૯

પુત્ર એક તેને રોહીદાસ. જનમથકી કુલનો અભ્યાસ.
પિતા આગના પાળે તેહ. ધીરજવંત, સતવાદી દેહ. ૧૦

ત્રણે જણાંનું શીલ સમાન. રાઘવ ! કયારે નહિ અભિમાન.
પ્રજા સરવ ઉપર બહુ દયા. કહેતાં ગુણ નવ જાયે કહ્યા. ૧૧

જેને સોનાનો નહિ પાર; માન રહિત ભરિયા ભંડાર;
ગજ રથ પાલખીની નહિ મણા; અશ્વ અનોપમ જેને ઘણા. ૧૨

તેના ધર્મવંત પરધાન, તેજસ્વી ને પૂરણ જ્ઞાન.
ધજા પતાકા છત્ર જ બહુ. આણ રાયની માને સહુ. ૧૩

સભા મધ્ય નિત્ય બેસે રાય. ઇંદ્રથકી અદકી શોભાય.
ગુણ લક્ષણ કો ન શકે કળી. છત્રીસ રાજકુલી આવી મળી; ૧૪

ઓળગવાને આદર [2]કરે, [3]આપે પ્રીત મન માંહે [4]ધરે.
ધર્મ રૂપિયું ચક્ર જ ફરે; અધર્મ આચર્યે શીશ જ હરે. ૧૫

ધર્મઘંટ બાંધ્યો આંગણે; સુણતાં ખેત્ર તે આરત હણે.
નિત્યે મૃગયાનો અભ્યાસ; જીવતણો બહુ ન કરે નાશ, ૧૬

શોભા નિત્ય નિરખે વનતણી પુરી અયોધ્યાકેરો ધણી.
રાજરીત હરિશ્ચંદ્ર-જ-તણી રાઘવજીએ પ્રીતે સુણી. ૧૭

સૌભરિ કહેઃ—રાઘવજી ! સુણો. [5]ધીમંત પુત્ર ત્રિશંકુતણો;
ધર્મતણો ગુણ એમાં અત્ય; સત્ય છતે આવી વિપત્ય. ૧૮

## કડવું ૭

### રાગ ગોડી.

(સૌભરિ વાણી એણી પેર બોલ્યા.) સાંભળિયે રઘુરાય !
એક સમે ઊઠીને વનમાં હરિશ્ચંદ્ર મૃગયા જાય. ૧

૧ ચાલે. ૨ કરી. ૩ આવે. ૪ ધરી. ૫ ધીરજવંત સુત.

આવી અરણ્ય મનોહર વારુ અતિ અદ્દભુત આરામ,
સુંદર વૃક્ષ લતા નિરખીને કીધો ક્ષણ વિશ્રામ. ૨

દૂરથકી કો રોતી સાંભળી વનિતા વન મોઝાર.
શીઘ્રપણે સત્યવાદી ચાલ્યો જોવા તેણે ઠાર. ૩

લાગ્યો પૂછવા ચરણ નમીને. 'રોતી રહે તું, માય!
શા માટે તું ખેદ કરે છે આકુળવ્યાકુળ થાય? ૪

કહો, કોણ છે તાત તમારો[૧]? શું છે તમારું નામ?
હૃદયે ફાટતે રુઓ આમ કાં[૨] આવી આણે ઠામ?' ૫

વળતાં વનિતા વાણી બોલ્યાં. 'સાંભળ, સાધુ રાય!
અણસમજ્યા આગળ દુઃખ મારું મેં તો કહ્યું ન જાય ૬

નામ તમારું કહો રાયજી! કોણ નગરમાં વાસ?'
'હું હરિશ્ચંદ્ર અયોધ્યાવાસી, વૈષ્ણવ હરિનો દાસ' ૭

નામ રાયનું સુણી મન રીઝયાં. 'હવે સર્યું મુજ કામ.
સુણો, રાયજી, કહું વિસ્તારી અમ ઉતપત ને નામ. ૮

તાત અમારો સાયર કહિયે. લક્ષ્મી મુજ અભિધાન.
દુઃખ પામી. પારતાપ ઊપજ્યો. સાંભળ તું, રાજન! ૯

સાહસી ને સત્યવાદી સુણિયો મહીમંડળ ભૂપાળ.
તે માટે હું તુજને કહું છું, મારી લે સંભાળ.' ૧૦

સત્યવાદી એણી પેર બોલ્યો. 'સુણજો, માતા મારી[૩]!
મુજથી જે થાશે તે [૪]સઘળું [૫]કરીશ. કહો વિસ્તારી. ૧૧

રખે રાખતાં કપટ, કામિની, કહેજો સીધી વાત.
ઉપાય કરિયે તેનો પ્રીતે સમજી સઘળી ઘાત.' ૧૨

વળતાં વનિતા એણી પેર બોલ્યાં. 'સાંભળિયે રાજન!
ગાધિતણા તન પરમ તાપસી વિશ્વામિત્ર મહા મુન્ય ૧૩

---

૧ કહો તાતને જાત તમારી. ૨ આવડું. ૩ સુણ તું વાત અમારી.
૪ કરશું. ૫ વિવેક.

મુજને વશ કરવાને કારણ આવ્યા વન મોઝાર,
શાપ અનુગ્રહ કરવા સમરથ, તેજતણો ભંડાર. ૧૪

તપબળ આગળ ના રહેવાયે. સાર કરો તમે મારી.
અવર આશ મેં સઘળી છાંડી; મુજને આશ તમારી.' ૧૫

વળતા રાય વદે મુખ વાણી, 'ઋષિને એ શું કામ,
જે લક્ષ્મીઆરાધન માંડ્યું આવી એણે ઠામ? ૧૬

જો કારણ પ્રીછ્યાં હો, માતા[૧], તો તો મુજને કહિયે.
તે ઉપર વિચાર વિચારી શીલપણે નિર્વહિયે' ૧૭

રમા વચન વળતું વિસ્તારે. 'સુણ તું રાય ઉદાર!
એક વાર મુનિ નારદ આવ્યા વિશ્વામિત્રને દ્વાર. ૧૮

અણપૂછ્યે બોલ્યા આફણિયે. "સાંભળિયે, મુનિ, વાણ.
સૃષ્ટિતણો આરંભ કરો છો પ્રીછ્યા વણ, ગુણજાણ! ૧૯

સૃષ્ટિ ન ચાલે લક્ષ્મી પાખે. શ્રી સૃષ્ટિમંડાણ.
તે માટે લક્ષ્મી વશ આણી કરજો સૃષ્ટિ, [૨]સુજાણ!" ૨૦

નારદકેરાં વચન સુણીને મન હરખ્યા મુનિદેવ.
"પોતાવટ જાણીને આવ્યા દેવર્ષિ[૩] તતખેવ. ૨૨

[૪]પૂરણ તપ કરી એ વશ આણું" કીધો મન નિર્ધાર.
નારદને વોળાવી ઋષિજી, આવ્યા વન મોઝાર. ૨૩

જપ આરંભ્યો. તીવ્રપણાથી ધ્રૂજ્યું ઇંદ્રાસન;
ખળભળિયા દિક્પાળ દિશાના; સળક્યું શેષસદન. ૨૪

સર્વતણું મેં જોયું પારખું. કોઇ ન આવે કામ.
સત્યવાદી તુજથી ઊગરિયે; ધર્મવંત તુજ નામ. ૨૫

---

૧ મા તો. ૨ મંડાણ. ૩ દેવાંશી. ૪ તપ પૂરણ કરીને એ આણું.

ત્રિશંકુના તન! જો તું રાખે, તો રહેશે મુજ માન.
નહિ તો પ્રાણ તજીને મરશું, સુણ તું, રાય સુજાણ!' ૨૬

વળતો બોલ્યો રાજા વાણી. 'ચિંતા છાંડો આજ.
કર્તાહર્તા સર્વતણો, તે પ્રભુ સારશે કાજ. ૨૭

નિમિત્તમાત્ર હું કર્તા, માતા! કહું છું, માનો મન.
પેરે પેરે પ્રીછવી કહીશું વિશ્વામિત્ર મુનિજન.' ૨૮

વિનય કરી લક્ષ્મી વોળાવ્યાં. મન વિમાસે રાય.
'ગાધિતણો તન તપથી ઊઠે, કરવો તે ઉપાય. ૨૯

એને બળ પૂરણ તપકેરૂં. ક્રોધ રહિત થઈ કહેવું.
પરકારજ કરતાં જે થાયે સુખદુઃખ, તે તો સહેવું. ૩૦

જો એ કારજ થાય ત્વરાથી, તો તો જીવ્યું ધન્ય.
નહિ તો ભાર કરવાને ધરણી અવતરિયું મુજ તન. ૩૧

ઊથલો.

અવતારનું સાધન ખરું, જો રમાનો શોક જ ટળે.'
(સાભાર કહે) રાઘવ! સુણો. પછે રાય, ઋષિ છે, ત્યાં પળે. ૩૨

## કડવું ૮.

રાગ આશાવરી.

(સૌભરિ કહે) સુણો, શ્રીરામ! કરવાને લક્ષ્મીનું કામ
પ્રેમ આણી રાય તત્પર થયો રે. ૧
સાહસિક સત્યવાદી પોતે. જોડી નહિ ત્રિભુવન જોતે.
[1]ચાલી ઋષિ પાસે ગયો રે. ૨

ઢાળ.

ગયો ચાલી[2] પાણ જોડી જ્યાં બેઠા મુનિદેવ;
પ્રણિપત કરીને પાય પડિયો રાયજી તતખેવ. ૩

૧ આવીને. ૨ રહ્યા આવી.

'મહાવન આવી કરો છો કેમ તપ, મહારાજ ?
ન્યૂન તમ તપમાં નથી. આ આદરો શે કાજ ? ૪
પરમ પાવન કૃપાસિંધુ ! કોણ કલ્પ્યું કામ ?
ઉગ્ર તપને આદરો છો આપ આણે ઠામ. ૫
સદા સમરથ સરવ વાતે; મણા નહિ કંઈ મન.
ઉત્તર મુજને આપિયે, પ્રભુ ! સોસ ટાળો[1] તન.' ૬

સ્તુતિ કરતાં શાંત વચને ન બોલે ઋષિરાય.
જુગતિ સાથ જગાડવાનો કીધો બહુ ઉપાય. ૭
'દીન ઉપર દયા આણી બોલિયે, મુનિદેવ !'
સામભેદ જ કરી રાયે જગાડ્યા તતખેવ. ૮
ધ્રૂજિયું તન[2] ક્રોધયોગે; નયણે પ્રગટી ઝાળ;
ઊપન્યો મનને વિશે ઋષિરાયજીને કાળ. ૯

'તપ ભંગ કર્યું માહરૂં તેં; કર્યું કૂડું કામ.
અંગ ચિહ્નને ઓળખ્યો. હરિશ્ચંદ્ર. જાણું[3] નામ. ૧૦
ત્રિશંકુતનને નવ ઘટે જે કર્યો તપનો ભંગ.
શાપ દેઈ કરું હવણાં ભસ્મ તારું અંગ.' ૧૧

હરિશ્ચંદ્ર એમ બોલિયો, 'સાંભળો, વિશ્વામિત્ર !
પરનાર અર્થે તપ કરો છો તે ઘટે ન, પવિત્ર ! ૧૨
ક્રોધ મનથી નિવારો, તો કહું એક વચન.
કોણ કારણ ગણી મનમાં દુઃખ સેવો વન ? ૧૩
શાપ દેશો, તો, ભલે, અમો શીશ ધરશું તેહ.
શ્રમ પાખે અર્પશું, તપબળે માગો જેહ. ૧૪
મુજથકી થઈ શકે નહિ, તો પછી દેજો શાપ.'
વિનય કરીને પ્રીછવ્યા. મૂકાવિયો પરિતાપ. ૧૫

૧ શોક ટાળિયે. ૨ ધ્રુજી ઉત્તર. ૩ જાણ્યું.

'એ બોલને સંભારજો, રખે વીસરો, રાજન !
કાર્યયોગે અમો આવી માગશું કો દિન'. ૧૬

'સત્ય.' કહીને નમ્યો ચરણે ત્રિશંકુનો તન.
તજી તપને બ્રહ્મસદને જઈ રહ્યા મુનિજન. ૧૭

હરિશ્ચંદ્ર સેનાપતિ સાથે તજી ચાલ્યો વન.
'રમાકેરૂં થયું કારજ.' હરખ વાધ્યો મન. ૧૮

અયોધ્યામાં આવિયો તે સૂર્યવંશી રાય.
વાજિત્ર વાજે નવનવાં; આનંદ અંગ ન માય. ૧૯

સભા માંહે રાય બેસી ચલાવે નિત્ય ધર્મ.
સર્વને સુખ આપતો તે કરે છે શુભ કર્મ. ૨૦

આનંદ સાથે રહે રાજા. સાંભળો, રઘુરાય !
એ કથા રહી એટલે. વળી પ્રશ્ન બીજું થાય. ૨૧

ઊથલો.

પ્રશ્ન બીજું કહું તમને. બ્રહ્મસદને મુનિ ગયા.
(સૌભરિ કહે) સાંભળો; પ્રભુ ! દિવસ વચમાં બહુ [1]વહ્યા. ૨૨

## કડવું ૯.

રાગ દેસાખ.

(સૌભરિ ઋષિએ જે કહ્યું, શ્રીરામે એ હૃદયે ગ્રહ્યું.)
શું વીત્યું ત્રિશંકુતનને રે ? ૧
વિસ્તારીને કહો એહ, કથા હરિશ્ચંદ્રની જેહ.
આનંદ ઊપજે મનને રે. ૨

[1] થયા.

ઢાળ.

આનંદ મનને ઊપજે, તમો કહો ને, ઋષિરાય !
કશે કારણ દૂખિયો રાજા થયો તે ત્યાં ય ? ૩

(મુનિ વગતા વદે વાણી.) સાંભળો ભગવંત !
બ્રહ્મસદને રહ્યા આવી વિશ્વામિત્ર મહંત. ૪

બ્રહ્મસભામાં મળી બેઠા સનકાદિક બહુ મુન્ય.
સદન સહેજે રહ્યું ગરજી વેદકેરી ધુન્ય. ૫

તે સમે નારદ આવિયા ત્યાં. ધરી વીણા પાણ.
કાંતિ સુંદર દેહની શોભિતી. સુંદર વાણ. ૬

વળી બીજા મુનિ મોટા. સહુ બેઠા ત્યાં ય.
જયજયકાર થઈ રહ્યો છે બ્રહ્મસભાની માંહ્ય. ૭

બ્રહ્મવિદ્યાતણી ચર્ચા કરે [1]હર્તા કષ્ટ.
આવિયા ત્યાં પ્રીતે પૂરણ તે સમે જ વસિષ્ઠ. ૮

આદર સાથે આસન આપ્યું. 'ભલે પધાર્યા, મુન્ય !
આવી [2]પોતાવટ ગણી આ સભા કીધી ધન્ય. ૯

આદરે અરચ્યા આવકું કયાં ? કહો ની, મુનિદેવ !'
વસિષ્ઠ એવું સાંભળીને બોલિયા તતખેવ. ૧૦

'અયોધ્યા પુરીનો ધણી જે ત્રિશંકુનો તન
સાહસિક ને સત્યવાદી હરિશ્ચંદ્ર રાજન, ૧૧

યજમાન તે તો માહરો. છે સત્યકેરૂં રૂપ.
પ્રતિપાલના સહુની કરે તે ધર્મપાલક ભૂપ. ૧૨

તે રાયને ઘેર અમો પૂજ્યા. સાંભળો સહુ કોય.
એવો રાજા નથી બીજો, [3]હતો નવ, નહિ હોય. ૧૩

---

૧ હરવા. ૨ પહોંતા વટ. ૩ હશે ને નવ હોય.

સત્યવાદી માંહી શિરોમણિ તે, જાણુમાંહી જાણ,
એક જિહ્વા મુખ માંહી. શું કરું જ વખાણ!' ૧૪

સત્ય કહેતે થયું વસમું. જોજો દેવનું સૂત્ર.
સત્ય કીર્તિ સુણીને ખેદ પામ્યો ગાધિકેરો પુત્ર. ૧૫
ક્રોધ વચને બોલિયો. 'વસિષ્ઠ! સુણજો વાણ.
છેતરું તે રાયને, તો નામ મુજ પ્રમાણ. ૧૬
રચું રચના વિવિધ પેરની. સાંભળ તું અજ્ઞાન.
છળ પાડીને છેતરું હું એ તારો યજમાન' ૧૭

વસિષ્ઠ વળતા બોલિયા. 'સાંભળો, શ્રીમુનિરાય!
યજમાન મારો સત્યવાદી છેતર્યો નવ જાય. ૧૮
કદી ઊગે રવિ પશ્ચિમ, ચલિત મેરુ થાય;
સુણો, ઋષિ! યજમાન મારો છેતર્યો નવ જાય. ૧૯
હુતાશન [1]કદી હોય શીતળ, મૂકે સાયર માન;
સત્યથી [2]પણ નવ ચળે ઋષિ! હરિશ્ચંદ્ર રાજાન. ૨૦
શેષ છાંડે ધરા કદી, દિક્‌પાળ દિશ તજી જાય;
ધર્મથી [3]પણ નવ ચળે પુરી અયોધ્યાનો રાય. ૨૧
[4]કમળ પર્વત ઉપર પ્રગટે, પવન થાયે [5]બંધ;
શીલથી પણ[6] સરવથા નવ ચળે એ હરિશ્ચંદ.' ૨૨

સહુ સુણતાં બોલિયા મુખથકી વિશ્વામિત્ર.
'વસિષ્ઠ! કાંઇએક કરો પરઠણ. વાદ એહ વિચિત્ર.' ૨૩

વસિષ્ઠ કહે. 'તમે જઈ છળો જો માહરો યજમાન,
દશ સહસ્ર વરસનું તપ મારું આપી મૂકું માન.' ૨૪

વિશ્વામિત્ર કહે 'નવ છળું, તો—સાંભળો મુજ વાત—
દશ સહસ્ર વરસનું સરવથા તપ આપું હું સાક્ષાત.' ૨૫

---

૧ કો સમે શીતળ. ૨ એ. ૩ એ. ૪ કો સમે પ્રગટે કમળ પર્વત. ૫ મંદ. ૬ શીલપણેથી.

સાક્ષી કીધા સર્વ કોઇ એ વાતના નિરધાર.
વિસર્જન થઈ ત્યાં સભા; સહુ ઊઠિયા તેણી વાર. ૨૬
વસિષ્ઠે મન વિમાસ્યું જે 'કરું રાયને જાણ,
છેતર્યો જાયે નહિ જ્યમ સૂરજવંશી-ભાણ.' ૨૭
આવી અયોધ્યા રાયને કહ્યું સર્વ માંડી તેહ.
'ધર્મથી ચળતો રખે તું. સમો આવ્યો એહ, ૨૮
સત્ય કહેતાં રાયજી ! એ થયો મહા ઉત્પાત.'
રાય કહે. 'ચિંતા તજો. એ છે હોનારી વાત. ૨૯
જેણી વેળા જેટલું ભાલે લખ્યું વિધાત્ર,
ભોગવ્યા વણ છૂટિયે નહિ. સાંભળો, સત્પાત્ર ! ૩૦

ઊથલો.

સાંભળો, સત્પાત્ર ઋષિજી ! હોનારું સહેજે હશે.
વિચાર્યું મહારાજનું તે. થનારું સહેજે થશે.' ૩૧

## કડવું ૧૦.

રાગ રામગ્રી.

(સૌભરિ બોલ્યા સુંદર વાણી જી.) પ્રેમે સુણિયે સારંગપાણિ જી. ૧

ઢાળ.

સારંગપાણિ ! સાંભળો. પછે વિમાસ્યું મુનિદેવ;
નારદજીને વિશ્વામિત્રે પૂછિયું તતખેવ. ૨
'હરિશ્ચંદ્રને છળું તેની[૧] કહો મુજને પેર.
વાદ કરતાં થયું વસમું. વાત નવ લહી ઘેર.' ૩
વળતા નારદ બોલિયા. 'સાંભળો' વિશ્વામિત્ર !
વેષ બીજો પાલટીને કરો રૂપ વિચિત્ર. ૪

૧ હરિશ્ચંદ્રને કઈ પેર છળું તે.

છળ કરીને છેતરો. તમો રચો બીજું તન.'
પછે ત્યાંથી ગયા વેગે અયોધ્યા મુનિજન. ૫

રૂપ સૂવરતણું રચિયું વિમાસીને મન.
ખોદિયું જઈ રાયજીનું પ્રથમ વાડીવન. ૬
સૂવર વાડી માંહી આવ્યો; બોલે બોલ્યો ગાઢ.
ઊખેડીને સર્વ નાંખ્યાં પુષ્પકેરાં ઝાડ. ૭
વૃક્ષ સઘળાં મૂળ સાથે ઊખેડ્યાં તે વાર,
ઝાડ એકે ધરણી ઉપર નવ રહ્યું નિરધાર. ૮
પ્રાતઃકાળે માળી આવ્યો વેગે વાડી માંય.
જોઇને વિસ્મય થયો. ઉત્પાત દીઠો ત્યાં ય. ૯
કાઢ્યાં ઊખેડી સમૂળાં, વૃક્ષ હૂતાં જેહ.
ઉદ્દસ સરખું થઈ રહ્યું. ઘણું દુઃખ પામ્યો તેહ. ૧૦
ફરી લાગ્યો નિરખવા. 'નથી પર પુરુષના[1] પાદ.
શીઘ્ર જઈ કહેવું ઘટે; એમાં કરવો ન પ્રમાદ.' ૧૧

ફરી વળીને નિરખતાં એક સૂવર દીઠું ત્યાં ય.
રૂપ દેખી થયો વ્યાકુળ માળી તે મન માંય. ૧૨
ક્રૂર શબ્દ ને રૂપ મોટું. કળ્યું તે નવ જાય.
ઊતાવળો હરિશ્ચંદ્રને તે જાણ કરવા ધાય. ૧૩
પુરી માંહી આવિયો હરિશ્ચંદ્ર જેણે ઠામ.
'સૂવરે આવી વૃક્ષ ભાંજ્યાં વનવાડી તમામ. ૧૪
આપબળથી રહ્યો બેસી; નથી ગણતો બ્હીક.
નિરખતાં બ્હીનો ઘણું હું; વળી હઇડે હીક. ૧૫
મોગરા ને માલતી ભાંજી કણેર ને જાય.
ગુલાબ ને ચંબેલી ભાંજી [2]સેવતી શોભા ય. ૧૬

---

૧ પુરુષ પરનો. ૨ સેવંત્રા.

જૂઇ, ચંપા, કેવડા, વળી પુષ્પ નાના જેહ,
તુલસી ને ડમરો મરુઓ, સર્વે ખૂંદ્યાં તેહ. ૧૭

શંખાવળી ને અગથિયો, વળી અર્ક અધિક મૂલ
જેણે પૂજ્યા થકી શંભુ થાય સાનુકૂલ, ૧૮

મુચકુંદ ને વળી પારિજાતક, મૂળ સું ગયાં તત્ર.
જાત ન રહી પુષ્પકેરી. થયું પરમ અખત્ર. ૧૯

ખજૂરી ને દ્રાખ કેડી[1]. શેરડીનું વન,
નારંગી ને નાગરવેલી, ભાંજી તે, રાજન. ૨૦

સદા ફળતાં મીઠાં લીંબુ, નાલિકેર ને કેળ,
ફણસ, ફોફળ, ફાલસીમાં કીધી ભેળાભેળ. ૨૧

લવંગ ને બહુ એળચી, જાવંત્રીકેરા છોડ
જાયફળ નવ રહ્યું જોવા સ્વપ્નમાં એ કોડ. ૨૨

અખોડ ને ખારેક, પસ્તાં, ખલેલાંના વૃક્ષ,
ઊખેડી ત્યાં સર્વ નાંખ્યાં. દેખિયે પ્રત્યક્ષ. ૨૩

આંબા, રાણુ ને આંબલી, વળી ઉદુંબર ને બોર,
કેર, કોઠી[2], સર્વ ભાંજ્યાં. એહની ગતિ ઘોર. ૨૪

જાંબુ ને બીલીતણા બહુ પડ્યા છે અંબાર.
સદા ફળતાં બીજોરાં, દાડમીનો નહિ પાર, ૨૫

મલયાગર સુકેડકેરાં વૃક્ષ જે ગંભીર,
ભીલામાં ને ચારોળીનાં વૃક્ષ ગયાં, ગુણધીર ! ૨૬

લીંબુઈ બે જાતનીમાં રહ્યું ન એકે નામ.
મીઠા મેવાતણા વનનો સર્વ ફેડ્યો ઠામ. ૨૭

કોઠમડાં ને સક્કરકોહોળી, રાયકોહોળી જેહ,
વેલી નામે, શાકપત્ર જ મળે નહિ ત્યાં તેહ. ૨૮

---

[1] ત્રોડી. [2] કોઠ બીલી.

ઉદ્દસ વાડી કરી. તરુવર શોધ્યું ન મળે એક.
સીંચવાને નવ રહ્યું. તમો સુણો રાય ! વિવેક. ૨૯
છોડ ચંપાતણેં ઠામે બેઠો છે વિકરાળ.
નિરખી જોતાં રાયજી ! તે કાળકેરો કાળ. ૩૦

વાત સુણતાં થયા વિસ્મય રાયજી મન માંહ્ય.
'જઈને ઊતાવળો[1] જોઈ આવું ત્યાં ય.' ૩૧
રેવંત ઉપર ચડયો રાજા. ચડયા જોદ્ધા સંગ.
આવિયો ઊતાવળો તે રાય જોવા અંગ. ૩૨
વાડી માંહે નિરખિયું તે સૂવરકેરું રૂપ.
વદન કાયા દેખીને ત્યાં મોહ પામ્યો ભૂપ. ૩૩
'ઉપાય કરીને સાહિયે, તો કરવો ન પડે શ્રમ.'
વીંટી વળ્યા ત્યાં સર્વ જોદ્ધા સમજી મનનો મર્મ. ૩૪
'જેહ આગળ જાય નાસી તેહ પૂંઠે ધાય'–
એવી રીતની[2] કરી પરઠણુ; બીજો કો નવ જાય. ૩૫
જેણી રીતે કહ્યું રાયે, તેમ વીંટચો તેહ.
તવ રાયના રેવંત આગળ સૂવર નાઠો એહ. ૩૬
સૂવર આગળ, રાય પાછળ; અશ્વ દોડચો જાય.
બાણ મૂકે મર્મનાં, પણ સૂવર હાર ન ખાય. ૩૭

રાય જાણે, સૂવરકેરો કરું દેહ પતન.
એમ ધાતાં એટલામાં દીઠું સુંદર વન. ૩૮
રૂપ સૂવરતણું મૂકી વાડવ થયા મુનિદેવ.
દેખીને પૂછવા જ લાગ્યા રાયજી તતખેવ. ૩૯
'સૂવર જાતો તમે નિરખ્યો ? કહો મુજને ભાળ.'
વિપ્ર વાણી વદે વળતી. 'સાંભળો, ભૂપાળ ! ૪૦

---

૧ સીધ્રે જઇ. ૨ રીત એવી.

સાવજડાં શાં મારવાં? તું સત્યવાદી રાય.
આ નદી નિર્મળ તીર્થ પાવન તજી ક્ષત્રી ન જાય.' ૪૧
સુણી મહિમા તીર્થનો પછે કર્યું રાયે સ્નાન.
હરિશ્ચંદ્ર કહે 'ઋષિજી! તમો કંઇ ગ્રહો અમારું દાન. ૪૨

ઊથલો.

દાન ગ્રહિયે સર્વથા. પ્રભુ! વચન પાળો અમતણું.
દીન ઉપર દયા કરવી. થોડામાં કહિયે ઘણું. ૪૩

## કડવું ૧૧

રાગ રામગ્રી.

વળતો બોલ્યો બ્રાહ્મણ વાણી જી. 'રાય! તમારી વાત પ્રમાણી જી. ૧

ઢાળ.

વાત માની તમતણી. [૧]સાંભળ, સુબુદ્ધિ રાય!
દાન દેવા થયો તત્પર [૨]તું સુણી મહિમા ય. ૨
આરતવંત જ હું ઘણો. [૩]તો પૂર મારી આશ.
કલ્પવૃક્ષ તું મળ્યો મુજને. છોડ દુઃખનો પાશ. ૩
કુંવારી છે ઘેર કન્યા; વર મળ્યો છે સાર.
સમય જાય, પણ શું કરું? નથી રમા અંગીકાર. ૪
તેડી લાવું તેહને. જો પરણાવો, પ્રભુ રાય,
આરત ભાંજે અમતણી. [૪]વિવાહ સવેળો થાય.' ૫
વળતો રાજા વદે વાણી. [૫]'સધારો, ભગવાન!
તેડી લાવો કન્યાને એ વર સહિત, સુજાણ! ૬
સાથે જનેતા તેડજો. તમે રખે કરતા કાણ.
મારું વાયક ધરો કાને[૬]. માનો વાત પ્રમાણ.' ૭

---

૧ તું સાંભળ સુ–ધી રાય. ૨ સુણીને. ૩ તું. ૪ જો વિવાહ પહેલો. ૫ સાંભળો વિપ્ર સુજાણ. ૬ સાંભળો.

વચન મધુરાં રાયકેરાં સાંભળ્યાં મુનિદેવ.
વરકન્યાને તેડવાને ઋષિ ગયા તતખેવ. ૮
આઘા જઇને નિરમિયાં તત્ક્ષણુ; ન લાગી વાર.
ચિંતવતાં તે રચે રચના સૃષ્ટિની નિરધાર. ૯
વરકન્યા ને ચાર નારી લઇ આવ્યા ઋષિ દક્ષ.
રાયજી આગળ રહ્યાં તે રૂપવંત પ્રત્યક્ષ. ૧૦
બ્રાહ્મ વિવાહની રીતથી[૧] ત્યાં દીધું કન્યાદાન.
[૨]ગુરુદેવતા પોતે થયા; જજમાન તે રાજાન. ૧૧
રચી સુંદર વેદિ કીધો[૩] મંત્રનો ઉચ્ચાર.
વરકન્યા પરણાવિયાં. હરખિયો રાય ઉદાર. ૧૨
મંગળ ગાયે માનિની [૪]સૌભાગ્યવતી ત્યાં ચાર.
દેવતા કૌતુક જુએ અંતરિક્ષ રહ્યા નિરધાર. ૧૩
વિપ્ર કહે. 'રાયજી ! સુણો. અહીં મંગળ પ્રત્યે દાન
અધિકાર છે તુને આપવાનો, સૂર્યવંશી [૫]સુજાણ !' ૧૪
'જ્યમ હોય ત્યમ કહો, ઋષિજી ! રખે કરતા કાણ.
ન્યૂનાધિક કર્યાથી થાયે ધર્મકેરી હાણ.' ૧૫
'મહિમા સુણ, મહારાજ ! મ્હોથી કહ્યો તે નવ જાય .
પહેલે મંગળ શાળા ગજની આપ, ધર્મી રાય[૭].
બીજે મંગળ [૮]આપ ત્યાં રેવંતશાળા સત્ય.
ભંડાર ત્રીજે મંગળે તું આપ, પૃથ્વીપત્ય ! ૧૭
ચોથે મંગળ રાજ્યનું અહીં ઘટે દેવું દાન.'
સુણતાં વિસ્મય નવ થયો તે હરિશ્ચંદ્ર રાજાન. ૮
જ્યમ કહ્યું ત્યમ કરીને ત્યાં આપ્યું વિધિ સું દાન
સંકલ્પ સત્યજ કરીને [૯]પ્રીત્યર્થ શ્રી ભગવાન. ૧૯

૧ ગાંધર્વકેરી વિવાહ રીતિ. ૨ ગુરુ દેવના પોતે થઇને; કહે સુણ રાજન. ૩ વેદિકા ત્યાં, ૪ શોભતાં ત્યાં સાર. ૫ નામ. ૬–૭ આ બે પંકિત ઊલટસૂલટ છે. ૮ આપી. ૯ તે પ્રીત શું ભગવાન.

ચરભક્ષ આદિ કર્યું સરવ; થયો. સમગ્ર વિવા' ય,
હાથ જોડી તે સમે મુખ બોલિયા ઋષિરાય. ૨૦
'દાન વર કન્યાતણું તમો સમગ્ર કીધું સત્ય.
દાન ઉપર દક્ષિણા હોય; આપિયે મુજ પ્રત્ય.' ૨૧
વિમાસે તવ સત્યવાદી. 'એહ અઘટિત રીત.
સમય પર સંભાર્યું ઋષિએ [1]આણી મુજ પર પ્રીત.' ૨૨
સવા ભાર સુવર્ણ કહીને ઉદક મૂક્યું પાણ.
સ્વસ્તિ ભણી સંતોષ પામ્યા સુભગ વિપ્ર સુજાણ. ૨૩
'દાન આપો મુને ત્યાંથી, નહિ આવું તમ સાથ.
[2]સવા ભાર સુવર્ણ અહીં તું આપ મારે હાથ.' ૨૪
'ગુરુદેવજી! તમો ગામ આવો. આપું ત્યાં સુવર્ણ.
અર્થ ત્યાંથી કયમ સરશે? મહા મોટું અરણ્ય.' ૨૫
વિપ્ર કહે. 'હું વૃદ્ધ છું, રાયજી! જાવું દૂર.'
હરિશ્ચંદ્ર કહે. 'ચડો અશ્વે, વિદ્યાના ભર પૂર!' ૨૬
વિપ્ર કહે. 'શું જાણિયે? ત્યાં મન ન રહે ઠામ.
તે માટે હું તુને કહું છું; સાથે નાવું ગામ'. ૨૭
રાય કહે. 'શાને કરો છો અવળું રે અનુમાન?
અન્નોદક [3]તવ અમો લેશું, આપશું [4]જવ દાન.' ૨૮
પ્રીછવીને કર્યા તત્પર, ચડાવ્યા રેવંત.
વરકન્યાને આગન્યા [5]તવ આપી મુનિ મહંત. ૨૯
રાજા પૂંઠે પળે પાળો; ઋષિ થયા અસવાર.
(સૌભરિ કહે) રાઘવ! સુણો. જઈ ઊતર્યા પુરદ્વાર. ૩૦

ઊથલો.

[6]ઊતર્યા પુરદ્વાર ઋષિ. હરિશ્ચંદ્ર પાસ શોભે ઘણું.
વધામણિયા સુણી ધસિયા. 'પૂર્ણ ભાગ્ય પુરી તણું!' ૩૧

---

૧ જાણે. ૨ સવાભાર જે આપિયું. સુવર્ણ મારે હાથ. ૩ તો.
૪ એ. ૫ આપી ય તવ ૬ ઊતર્યા હરિશ્ચંદ્ર રાયે, પાસ ઋષિ શોભે ઘણું.

## કડવું ૧૨

### રાગ ધનાશ્રી.

હરિશ્ચંદ્ર રાજા આવ્યો જાણી જી, કહેવા ધાયા આદર આણી જી. ૧
[1]વદે હરખે પુરનાં પ્રાણી જી. સાંભળિયે માતા! વાણી જી. ૨

ઢાળ.

માતા! વાણી સાંભળો આવિયા રાય હરિશ્ચંદ.'
અમૃત ઢળિયું કર્ણ માંહે; ઊપનો આનંદ. ૩
સુવર્ણકેરી જીભ માએ અણાવી તતખેવ.
વધામણિયાને સમર્પી આદરે અશ્યમેવ. ૪
નગરમાં નર નારને સુણતાં થયો આનંદ.
'સાનુકૂળ તાં રાય આવ્યે આપણને ગોવિંદ.' ૫
દુઃખ ટળિયું; થયા સુખિયા સુણી વર્ણ અઢાર.
પ્રેમે પડો વજડાવિયો રોહીદાસે નગર મોઝાર. ૬
મંદિર મેડી માળિયાં શણગારે સર્વ કોય.
[2]તોરણ બાંધે આમ્ર ને આસોપાલવનાં સોય. ૭
માનિની મંદિર પ્રત્યે સર્વે ગાય સુંદર ગીત.
[3]પડા પહેલો સર્વ કોએ કર્યો ઉત્સવ પ્રીત. ૮
ઘેર ઘેર ગુડી ઊછળે. વરતી રહ્યો જયકાર.
સર્વ કો હરખ્યાં ઘણાં. 'આવિયો રાય ઉદાર.' ૯
પ્રેમે તારાલોચની કહે પુત્રજીને વાણ.
'સામગ્રી [4]લેઈ જાઓ સામા પ્રીતિ સંગ, સુજાણ!' ૧૦
કુંવર ગયો આનંદ સું જ્યાં ઊતર્યો રાજન.
પ્રેમે જઈ ચરણે નમ્યો તે હરખ પામી મન. ૧૧

---

૧ સુણીને હરખ્યાં પુરીનાં પ્રાણી, સુણી રોહીદાસની માતા વાણી. ૨ તોરણ બાંધે આમ્રનાં, સર્વે પક્વ પત્રજ હોય. ૩ પડા પહેલું સર્વ કોયે કર્યું આણી પ્રીત. ૪ સું.

વિનય સાથે વિવેકે ત્યાં નમ્યો ઋષિને ચરણ.
'સદા ઇચ્છું પ્રેમ સાથે તમારું શુભ શરણ.' ૧૨
પ્રીતિ સાથે ગયા પોતે નગરની મોઝાર.
ઋષિરાયજીને તેડીને ઊતર્યા મંદિર દ્વાર. ૧૩
માનિનીએ[1] નરધીશને કર્યું તિલક કુંકુમ ભાળ.
[2]લેઈ મંગળ આરતી [2]ઊતારી ત્યાં તત્કાળ. ૧૪
આસને ઉત્તમ રાયજીએ બેસાડ્યા મુનિદેવ.
અર્ઘ્ય પાદ્ય ને પૂજા અર્ચા કીધ ત્યાં તતખેવ. ૧૫
નિરખવાને સહુ પધાર્યા નગરવાસી લોક.
ત્રણે દિવસે રાય આવ્યા. ટળ્યા સહુના શોક. ૧૬
બાળ [3]જોબન વૃદ્ધ સહુકો જોવા આવ્યા રાય.
કરે પોતે પ્રીતિ સાથે સર્વ કોને વદાય. ૧૭

રહ્યા રાજા, વિપ્ર, પાસે ત્રીજો સુત રોહીદાસ.
ગ્રહી લોટો નિરખવા મુખ નારી આવી પાસ. ૧૮
'નીર લેઈ મુખ પખાળો પ્રેમ સું, હરિશ્ચંદ્ર!
ત્રણે દહાડે વદન નિરખ્યું. ઊપનો આનંદ.' ૧૯
વળતો રાજા બોલિયો. 'સાંભળ, સુબુદ્ધિ નાર!
નીરકેરો, જાણ નિશ્ચે, નવ કરું અંગીકાર.' ૨૦
તારા વળતી વદે વાણી. 'સાંભળો, મુજ કંથ!
નીર ન ગ્રહો શા ભણી? તમો ચાલી આવ્યા પંથ. ૨૧
વૃત્તાંત કહો વિસ્તારથી, [4]સહુ મર્મ જેમ જણાય.
કળી ન શકું કહ્યા પાખે. [5]કારણ ના પ્રીછાય. ૨૨

ઊથલો.

કહ્યા વણ નવ પ્રીછિયે સ્વામી! વાત તમારા મનતણી.
પ્રીછવીને કહો મુજને, પુરી અયોધ્યાના ધણી!' ૨૩

---

૧ માનની. ૨ લેઇ આવી. ૩ આદિ. ૪ તેહ જેમ. ૫ કહ્યા પણ.

## કડવું ૧૩

રાગ કેદારો.

વહાલી તે વનિતા વીનવે. ‘ સાંભળિયે, સ્વામી !
નીર તજ્યું શા કારણે ? કહો, અંતરજામી ! ૧
ભ્રાંતિથકી વનને વિશે સુરભિવધ કીધો ?
વણજાણ્યે કો વિપ્રનો શું અર્થ ન સીધ્યો ? ૨
હનન થયું શું નારીનું, સ્વામી, [૧]અણજાણ્યાં ?
કે ચૂક્યા સત્યથી તમો ? પ્રભુરાય ! [૨]રીસાણા ?
કારણ નીર તજ્યાતણું મુને કહો વિસ્તારી.
ચિંતાતુર દેખું અમો પતિ ! કાયા તમારી. ૪
સાંસે પડીને કાં રહ્યા ? કંથ ! કારણ કહિયે.’
અલ્પબુદ્ધિ અબળા અમો, તે તો [૩]ના લહિયે.’ ૫

વળતી વાણી બોલિયો રવિવંશી રીતે.
‘ વિસ્તારીને કહું. તમો[૪] પ્રીછજો તે પ્રીતે. ૬
સૂવર કેડે હું ગયો ચડીને રેવંતે.
ધાઇ કરી ધાયો ઘણું; મળિયો નહિ અંતે. ૭
એમ કરંતાં આવિયો મહાવન મોઝાર.
તીરથ પુણ્યતણા વિશે દીઠો વિપ્ર તે વાર. ૮
તેજે તન રહ્યું તપી. વેદ ભણતો મુખથી.
નિહાળી જોતાં તેહને થયો મુક્ત મહા દુઃખથી. ૯
વિપ્રને લાગ્યો પૂછવા, કહો સૂવરની ભાળ.
વળતો તે વાણી વિસ્તરે. “ શઠ થયો, ભૂપાળ ! ૧૦
આવા તીરથને તજી[૫] શું જીવ પ્રત્યે ધાવ ?
ભૂપતિ ! ભાવ કરી તમો શે ત્યાં નવ ન્હાવ ! ” ૧૧

---

૧ વણ જાણે. ૨ રીષાણે. ૩ કળી ન. ૪ કહું તુંને. ૫ આવું તીર્થ તજી-ચ-ને.

તેટલે સ્નાન [1]અમે કર્યું. [2]કરવું પુણ્ય વિચારી
આદર [3]સું કંઇ આપવા તેડ્યા વિપ્ર [4]આચારી. ૧૨
"આપો જો તમો આદરે, કન્યા છે રે કુંવારી,
પરણાવો તે[5]. લાવિયે વર વારુ વિચારી." ૧૩
હા કહેતાં જઈ લાવિયો. "પરણાવો આને.
સત્ય કર્મ નવ આદરો, અવતરિયા શાને?" ૧૪
વરકન્યા પરણાવિયાં. જે જોઇયે તે આપ્યું.
જે માગ્યું મુનીશ્વરે, સત્ય કરી તે થાપ્યું. ૧૫
મેં ગજ અશ્વ ભંડાર ત્યાં વળી રાજ્યે ન રાખ્યું.
ઊજમ સાથે આપિયું વાડવે જે ભાખ્યું. ૧૬
ભાર સવા સુવર્ણ તો હજુ દેવું એને.
પાસે નથી. ક્યાંથી ગ્રહું? માગું જઈ કેને? ૧૭
આણ નિરંતર એહની સઘળે વિસ્તારી.
કેઇ પેરે હવે આપશું? સુણિયે સત્ય, નારી! ૧૮
વિસ્તારીને મેં કહ્યું. નવ રાખ્યું મનમાં.
દેવું દાઝે છે વિપ્રનું તારુણી! આ તનમાં.' ૧૯

વિપ્ર થયા તવ આકળા. બોલે બળે વાણી.
'અસૂર થાય છે વાતમાં. મળી કર્મની કા'ણી! ૨૦
હા પે ના છે ટૂંકડી[6]. કહો તો અમો જાઉં.
સાથે આવીને સરવથા મન સું પસ્તાઉં.' ૨૧
નર નારી ચરણે નમ્યાં. 'પ્રભુ! રીસ ન કીજે.
જેને પોતાનાં કીજિયે, બચાવીને લીજે. ૨૨
ઊછીનું લેઈ આપિયે, કાં રહિયે ગૂંચી?'
નારીતણા ભંડારની સુત લાવ્યો ત્યાં કૂંચી. ૨૩
નારીતણો ભંડાર તે ઊઘાડ્યો જે વારે,
નિરખ્યા બહુ ઋષિકેરડા રખવાળો તે ઠારે.[7] ૨૪

૧ અમો. ૨ કાંઈ. ૩ સાથે. ૪ સંભારી. ૫ તો ૬ ઢૂંકડી. ૭ વારે.

તવ રાજા વિસ્મય થયો. 'ઋણ માથે છે મોટું;
તારા વળતી વીનવે ) નહિ બોલું ખોટું. ૨૫
રત્ન સુંદર ઘેર આપણે સુત શોભિત જેહ,
વેચીને ઋણ આપિયે, વળી વેચી[1] આ દેહ. ૨૬
દેશ તજીને ચાલિયે, જણ ત્રણે જ વારુ.
ત્રણેનાં તન વેચિયે ઋણ આપવા સારું. ૨૭
સાથે ઋષિને તેડિયે ઉપમા દેઈ મોટી.
વારાણસીએ આપશું. નહિ કરિયે ખોટી.' ૨૮

વિસ્તારી કહ્યું વિપ્રને. તવ બોલ્યા તે વાણી.
'અર્થ સર્યો ! આપ્યું સહી ! સુખ પામ્યો પ્રાણી !' ૨૯
વિનય કરીને પ્રીછવ્યા. 'વારાણસી જઈયે.
દેહ વેચી ઋણ આપશું. અનૃણી અમો થઈયે.' ૩૦
હરખીને પછે હા કહી, મન નિશ્ચય કીધો.
રળિયાત જ થયા રાયજી. આપણો અર્થ સીધ્યો. ૩૧
જાણ કર્યું પ્રજા સર્વને, રહેજો સહુ સત્યપર.
મંદિરને ત્રણે તજી ચાલ્યાં થઈ તત્પર. ૩૨

ઊથલો.

ચાલ્યાં તત્પર થઈ[2]. પછે વોળાવા સહુ કો મળે.
માયા પૂરણ રાય સાથે . વાળ્યું કોઇ ના વળે. ૩૩

## કડવું ૧૪.

રાગ આદોલ.

[3]રાણી કુંવર ને રાજન એ ત્રણે તન એ [4]ચાલ્યાં વેચવા. ૧

---

૧ મારી. ૨ થયાં તત્પર ચાલવા. ૩ સ્વામી પુરતણો હરિશ્ચંદ્ર રાય એ. ૪ વેચવાં ચાલ્યાં જ એ.

કરતા સહુને વિદાય એ [૧]ક્રોધ માંહ્ય એ ઋષિજી બોલિયા. ૨

ઢાળ

ઋષિજી બોલ્યા ક્રોધ સાથે. 'સુણો, રાય હરિશ્ચંદ!
ભૂષણ ભલાં જે ભામિનીનાં, શે ન [૨]આપાં મંદ? ૩
[૩]સમર્પ્યાં એ તે સમે [૪]જવ દીધું કન્યાદાન.'
હર્ષ સાથે ભામિની પે અપાવ્યાં રાજાન. ૪
'અજાણમાં એ રહ્યાં અંગે, સાંભળો, મુનિદેવ!
કૃપા કરો અમ ઉપરે. એ તમારાં અસ્વમેવ.' ૫
પહેરવા પાગરણ માત્ર જ રહ્યાં તેને દેહ.
તોયે સત્ય ચૂકે નહિ, સાંભળો રાઘવ! એહ. ૬

અયોધ્યામાં તે સમે બહુ થયો હાહાકાર,
મેલી મંદિર માળિયાં નીસર્યો જ્યારે બહાર. ૭
માનવીએ અન્ન તજિયાં, પશુ ચાર ન ખાય.
નગરવાસી સર્વ આવ્યાં જ્યાં હૂતો તે રાય. ૮
મળી ટોળે વર્ણ સઘળી. નેત્ર જળની ધાર.
'અસંભવ આ શું થયું? પુર તજે રાય ઉદાર!' ૯
લોક સર્વે પડે પંથે જેને [૫]એ સું નેહ.
વદે વાણી, પધારો આ વધી સહુના દેહ. ૧૦
વિનય સાથે વદે વાણી મળી સઘળી નાત,
(સૌભરિ કહે) રાઘવ! સુણો, તે કહું તમને જાત. ૧૧
વિપ્ર ને વળી વાણિયા ત્યાં, વ્યાપારી બહુ ભાત,
ઝાઝા ઝવેરી, ચોકશી, પારેખ, સોની નાત, ૧૨
દોશી ને નાણાવટી, નેસતી, તેલી સત્ય,
સરૈયા, ગાંધી મળી સહુ કહે રાજા પ્રત્ય. ૧૩
પૂણીરૂઇયા ને કપાસી સૂતરિયા સમવાય,
સુખડિયા [૬]શ્રીગોડિયાનું ગણ્યે ગણિત ન થાય. ૧૪

---

૧ બોલિયા ઋષિજી ક્રોધમાં એ. ૨ આપ્યાં. ૩ અર્પીઆં છે.
૪ જ્યાં. ૫ જે. ૬ શાહગોડિયાનું.

ત્રાગડ ને વાગડ વળી સોની અને સુતાર,
માળી, તંબોળી અને બહુ આવિયા કુંભાર. ૧૫
સોઇ ને બહુ ભાડભૂંજા, કંસારાની કોડ,
મળ્યા વણકર ખત્તરી, આવિયા દ્રોડાદ્રોડ. ૧૬
ઘાંચી, મોચી અને માછી, ટંકારા સમવાય,
માદીર ને કડિયાતણો તો કહ્યો પાર ન જાય. ૧૭
આહીરના અંબાર આવ્યા, [1]નાઇ, નગારી, નર્ત,
સાબલિયા, સઘળા મળીને બોલ્યા રાજા પરત. ૧૮
કાછિયા ને ધોબી ધાયા. આવિયા સહુ કોય.
ચીતારા ને મળ્યા કોળી છોહારા સું સોય. ૧૯
ધૂળધોયા અને ધાંચા, જડિયાનો સમવાય,
સરાણિયા ને ગોલા ગાંછા સાથરિયા કહેવાય. ૨૦
ક્ષત્રી તો બહુ જાતના, ગંધર્વનો સમવાય,
વણજારા સહુ કોય આવ્યા જ્યાં હતો રાજાય. ૨૧
[2]ચમાર ને બહુ ચામડિયા, છીપાની બહુ નાત,
રાયજી ચાલિયા જાણી લીધી પહેલી રાત. ૨૨
કબાડી, બહુ કડબિયા ને ગળિયારા, ગોવાળ;
પંચોલીનો પાર ન લહું જેને મન છે ફાળ. ૨૩
ચૂડગર, સાગોટિયાની મળી ત્યાં સહુ જાત.
બાળ જોબન વૃદ્ધ સહુ કો આવિયો બહુ સાથ. ૨૪
રજપૂત ક્ષત્રી, વૈશ્ય કણબી, શૂદ્ર નાના વરણ,
નગરમાં કો નવ રહ્યું [3]જેણે ન ચલવ્યા ચરણ. ૨૫
રાય પ્રત્યે વદે સહુ કો વિનયવંતી વાણ.
'રાયજી! મૂકી જતે કયમ રહે પ્રજાના પ્રાણ? ૨૬
વતું ઘો, તો અમો આપું અંગ વેચી હેમ.
કૂડું ન કથિયે. કામ કરતાં પળે તમારો નેમ.' ૨૭

---

[1] નહીં નાગરી નૃત્ય. [2] કુંભાર. [3] જેણે ચલાવ્યું ચરણ.

વળી વાણી વદે મહા મુનિ 'વાળ તું આ લોક.
મન આવે તો વળો પાછા, કરો વાચા ફોક.' ૨૮
પ્રજાને કહ્યું પ્રીછવી. 'તમો વળો સઘળો સાથ.'
વિનય સાથે વદે વળતું સર્વે જોડી હાથ. ૨૯
'આધાર વણ ક્યમ અમો રહેશું ? નીર વણ મછ જ્યમ,
રાયજી ! તમો તજી જાતે થશે અમને ત્યમ. ૩૦
જ્યમત્યમ વહેલા આવજો તમો, સત્યવાદી રાય !'
પ્રેમ સાથે પૃથક ભાગે સર્વ પડિયું પાય. ૩૧
વાણી મુખથી [૧]કહી મીઠી. 'જતને [૨]જાજો ગામ,
આણ છે ઋષિરાયની; તમો રહેજો તેણે ઠામ.' ૩૨
સાથ સહુ કો વળ્યો ત્યાંથી વોળાવીને રાય.
[૩]વહે ધારા નયણ, સહુ તે પ્રાણ વહોણા જાય. ૩૩

ઊથલો

પ્રાણ વહોણા મળી સર્વે નગર તે આવ્યા [૪]વળી.
હરિશ્ચંદ્ર રાય ચાલિયા. તેની વિપત કો ન શકે કળી. ૩૪

## કડવું ૧૫

રાગ આંદોલ.

ત્યાંથી ચાલ્યા ત્રણ જણ એ ઋણ એ છૂટવા[૫] મુનિવરતણું. ૧
ચાલ્યા ઋષિજી સાથ એ હાથ એ નિજ ગ્રહીને કણવતું.[૬] ૨

ઢાળ.

હાથે ગ્રહીને કણવતું[૭] મહારાજ પૂંઠે ધાય.
રવિ ઝાંખો થઈ રહ્યો. આ શું અસંભવ થાય ? ૩
વળી વિશેષે નિરખિયાં ઋષિજીએ માનવી ત્રણ.
આરતવંતા આવ્યા, જેના અણહાણા ચરણ. ૪

---

૧ કહો. ૨ રહેજો. ૩ નયણ ધારા વહે સહુને.
૪ પળી. ૫ છૂટવાને ઋણ. ૬ કરવતું. ૭ કરવતું.

પ્રારથ્યો જઈ પ્રીતિ સાથે વેગે રાય હરિશ્ચંદ.
'આપ પનહી, પાય[૧] દાઝે. ઊપજે આનંદ.' ૫
તત્ક્ષણે પનહી તજીને આપી વિપ્રને તેહ.
'ટળી છે તમ જોગની. પ્રભુ! જીર્ણ પૂરી એહ.' ૬
'અણુહાણાં છે,' વિપ્ર બોલ્યો, 'પુત્ર ને મુજ નાર.
સુત નારની [૨]પનહી અપાવે, સુખી થાઉં અપાર.' ૭
કહેનાં વાણી હરખી બોલ્યાં નારી ને રોહીદાસ.
'લીજિયે આ પ્રભુ! પનહી. જયમ પહોચે આશ. ૮
જીર્ણ છે બહુ દિનતણી એ. મ કરશો મન રીસ.'
મન તે ત્રણનું નવ ચળ્યું. તમો સાંભળો, જગદીશ! ૯
ગ્રહી પનહી જણાં ત્રણે ગયાં તેણી વાર.
અણુહાણાં રઘુભૂપ! ત્રણ એ[૩] ચાલિયાં નિરધાર. ૧૦

વિશ્વામિત્રે કશ્યપનો તન આરાધ્યો તતખેવ.
'તાપ તું પરિપૂર્ણ કરજે કહું છું અશ્વમેવ. ૧૧
બારે આદિત્યતણે તેજે કરજે તું પરિતાપ.
નહિ તપે, તો સર્વથા હું દઇશ તુજને શાપ.' ૧૨
હરબડ્યો મનને વિષે રવિ, સર્વકર્તા જેહ.
શાપનો ભય મન ગણીને તપ્યો પૂરણ તેહ. ૧૩
ધરા થઈ ત્યાં વાહ્ની સરખી. ત્રણું [૪]દાઝે ત્રણ ત્યાં ય.
કદીએ પાળાં ન પળિયાં તે પનહી પાખે જાય. ૧૪
ચરણ દાઝે, તરફડે, પણ નહિ મનમાં ખેદ.
છળ પડે નહિ તેહ, રાઘવ, એહ વાણી વેદ. ૧૫
વળી મુનિએ રચી રચના; દાધે ન મૂકે સત્ય,
ગોખરુ ત્યાં સરાંજયા બહુ ખૂંચવા નરપત્ય. ૧૬

---

૧ ઘણું દાઝ્યું. ૨ દ્યું. ૩ અણુંહણ પાગે રૂપ ત્રણે. ૪ દાઝે રાય.

કંટક ભાંજે પાય અણુહાણે, ન ચાલ્યું જાય.
પાપ પાખે થયું આકું દૈવ દુઃખ[1] ઊપાય. ૧૭
તરફડે સુત તારુણી ત્યાં, વળી ત્રીજો રાય.
તેનાં દુઃખે ધરા ધ્રૂજે; ખમ્યું તે નવ જાય. ૧૮
કષ્ટ એવું પડયું આવી, તોય ન ધર્યું મન.
વળી આઘો ચાલિયો તે હરિશ્ચંદ્ર રાજન. ૧૯
એમ કષ્ટ થતાં ય[2] રાજા રહ્યો ધર્મે તેહ.
ધીરજ આણી સર્વ ખમિયું જેહ પડિયું દેહ. ૨૦

વળી મુનિએ રચ્યું પ્રેમે માયા કેરું પરવ.
ધર્મરાયને જાણ થઈ; તે સામગ્રી લાવ્યો સરવ.
એળચીવાસિત નીર નિર્મળ, ઉપરે મુખવાસ. ૨૧
'રાયજી! લ્યાં તમો આવી ખાઓ ની ક્ષણુ શ્વાસ. ૨૨
આ પરવ સુંદર અરણ્ય માંહે, પવિત્ર પૂરણ નીર,
[3]ઉપકાર અરથે કરી. રાયજી! સુણો, ધર્મશરીર! ૨૩
પીઓ સુંદર નીર પ્રેમે, દેહી શીતળ થાય.'
વાત એવા સાંભળીને બોલિયો મુખ રાય. ૨૪
'નીર નહિ લઇયે અમો. સાંભળો, પરવી, વાત.
સવા ભાર સુવર્ણ મુને દેવું છે સાક્ષાત. ૨૫
ઋણ છૂટચે વિપ્રકેરું અમો લેશું નીર.
પ્રતિજ્ઞા કીધી અમે. સાંભળો,[4] મારા વીર!' ૨૬
તે સમે તે મહા મુનિવર ગુપ્ત ચાલ્યા જાય.
વળી પરવી બોલિયો. 'તમે સાંભળો ની રાય! ૨૭
કોણ દેખે નીર લેતાં? મહા મોટું વન.
ગમન નથી કો નરતણું. તું નીર લે, રાજન!' ૨૮

૧ પડયું આવી જુવો દૈવ. ૨ એમ કરતાં તોય. ૩ કરી ઉપકાર ને સાંભળો, તમો ધર્મ શરીર. ૪ પ્રતિજ્ઞા પ્રીછી કરી, સાંભળો.

વળતો વાણી વદે રાજા. 'એ શું બોલ્યા, દક્ષ !
સર્વે જાણે વિશ્વવ્યાપી પ્રભુ. છે પ્રત્યક્ષ. ૨૯
કીજિયે તે સર્વ જાણે જેણે નિરમી કાય.
વાત મૂકો નીર લેવાતણી.' મુખ કહે રાય. ૩૦

એમ કહીને રાય પળિયો. પંથ પડિયો જ્યાં ય.
પૂંઠેથી ત્યાં રહી આવી તારા. દુઃખ ન માય. ૩૧
તારુણી દેખી બોલિયો પરવિયો પ્રેમે વાણ.
'નીર પીને ગયો આગળ રાય ચતુર સુજાણ. ૩૨
શો સગો તે બા! તમારે ? કહો [1]સહેજે વાત.'
'કંથ મારો સૂર્યવંશી જેની બહુ છે ખ્યાત.' ૩૩
'ઘણો તરસ્યો તેહ આવ્યો; પીધું શીતળ નીર.'
વદે તારા 'શું કહો છો ? નીર ન પીએ ધીર. ૩૪
દેહ પડતે સૂર્યવંશી ન પય કરે અંગીકાર.'
એમ કહીને પરવ મૂકી નીસરી તે નાર. ૩૫
કંથ કેડે કામિની તે પંથ જોતી જાય.
ત્યારપૂંઠે કુંવર આવ્યો ઘણું દુખિયો કાય. ૩૬

પરવિઓ કહે. 'ગયાં આગળ રાય રાણી જેહ,
આવ્યાં તરસ્યાં તોય પાખે ઘણું પામ્યાં છેહ. ૩૭
નીર નિર્મળ પરવકેરું પ્રેમે પીધું બે ય.
શાં સગાં તે [2]તમારે ? ભાઇ ! કહો મુજને તે ય.' ૩૮
'પિતા ને વળી માત મારી આગળે જે જાય.
નીર ન પીએ સરવથા તે, પ્રાણ [3]જોય પળાય.' ૩૯
પરવિયો કહે. 'નીર તેણે લીધું ત્યાં નિરધાર.
તમો બાળક ! વારિકેરો કરો અંગીકાર.' ૪૦

---

૧ સાચી. ૨ તમારે, કહો કારણ તેહ. ૩ જો વળી જાય.

'શાને કહો છો વાત જૂઠી ? તે ન પીએ નીર.
અમો તેના પુત્ર કહાવું. નીર ન પીઉં, વીર! ૪૧
સૂર્ય ઊગે પશ્ચિમે, વળી સાયર મૂકે માન;
પણ સ્વપ્નમાં એ નીર નિશ્ચય નવ પીએ રાજાન.' ૪૨
રોહીદાસ ચાલ્યો ત્યાંથકી. તે માત પૂંઠે જાય.
તૃષાતુર ને તાપ પૂરણ, તેહ કેમ ખમાય? ૪૩

વિશ્વામિત્રે મન વિમાસ્યું. 'છળ પડે નહિ રાય.
સાહસિક ને સત્યવાદી છેતર્યો નવ જાય.' ૪૪
રાનવગડે નિરમિયો એક કલ્પવૃક્ષ જ સાર.
છાયા સુંદર [1]તેતણીએ ઠર્યો રાય લગાર. ૪૫
મોર રહ્યા છે મઘમઘી. ત્યાં રહ્યાં આવી ત્રણ,
પુત્ર તારા અને રાજા સદા શુભ આચરણ. ૪૬
તેણે સમે ઋષિ બોલિયા. 'મુને ક્ષુધા લાગી અત્ય.
રહ્યું જાતું નથી.' કહે તે. 'મૂક પત્ય' નરપત્ય! ૪૪
રાયે વિમાસી ઊંચું જોયું. પડી ખોળે સાખ.
મોરમાંથી પડી ત્રૂટી. એ ધર્મનો પરિપાક ૪૫
'સ્વામીજી! સંતોષ આણી કરો અંગીકાર.
તૃપ્ત થાજો ભાવ સાથે, ધર્મના અવતાર!' ૪૬
વળતા તે મુનિ બોલિયા. 'મુને એટલે શું હોય?
આહાર પૂરણ થયા પાખે કયમ રહે નર કો ય?' ૪૭
રાયજી કહે. 'સત્ય, સ્વામી! સમય જોવો આજ.
સંતોષ આણો મન વિશે. તમે સાંભળો, ઋષિરાજ!' ૪૮
સંતોષ સાથે ધૈર્ય વળગ્યું; ધૈર્ય ત્યાં છે સત્ય;
સત્ય કારણ નીર તજિયું. વદે મુખ નરપત્ય. ૪૯

---

૧ તેણિયે, રાય ઠેરિયે લગાર.

ઊથલો.

વદે મુખ નરપત્ય. 'નિશ્ચે ચાલિયે હવે સર્વથા.'
પરિવાર સાથે પહોતા કાશી. કહી મારગની કથા. ૫૦

## કડવું ૧૬

રાગ રામગ્રી.

' આવ્યું પુર વારાણસી. સુણો, સ્વામીજી ! '
એમ બોલે હરિશ્ચંદ. ' કહું શિર નામી જી.
વેદતણી ધુનિ થાય છે. સુણો, સ્વામીજી !
તેથી ઊપજે અતિ[1] આનંદ. કહું શિર નામી જી. ૧
શિવ સ્થાનક દીસે ઘણાં. સુણો, સ્વામીજી !
તેણે ધજાતણો નહિ પાર. કહું શિર નામી જી.
[2]એને કૈલાસની ઉપમા. સુણો, સ્વામીજી !
સુખિયા અહિં વર્ણ અઢાર. કહું શિર નામી જી. ૨
ગંગાતટ રળિયામણું. સુણો, સ્વામીજી !
સુણિયે ધર્મની વાત. કહું શિર નામી જી.
[3]સમ પુરીમાં શોભિતી, સુણો, સ્વામીજી !
કાશી પુરી સાક્ષાત. કહું શિર નામી જી. ૩
સહુ કો પુરીમાં ચાલિયે. સુણો, સ્વામીજી !
તમો આગળ થાઓ ની, મુન્ય ! કહું શિર નામી જી.
અમ માટે દૂખિયા થયા, સુણો, સ્વામીજી !
તે ભરવાને ધીર મન. કહું શિર નામી જી. ૪
પંથે પ્રભુ ! પાળા પળ્યા. સુણો, સ્વામીજી !
ક્ષુધા ખમી, સુજાણ ! કહું શિર નામી જી.
જે જે વાયક મેં કહ્યાં, સુણો, સ્વામીજી !
તે કીધાં સર્વ પ્રમાણ. કહું શિર નામી જી. ૫

૧ ઉલ્લાસ. ૨ જ્યાં. ૩ સત્ય.

દુઃખે અમારે દાઝિયા. સુણો. સ્વામીજી !
જાણ્યું, ઋણ છૂટે ભૂપ. કહું શિર નામી જી.
તેડી આવ્યા જાળવી. સુણો, સ્વામીજી !
પરિપૂરણ સત્યસ્વરૂપ ! કહું શિર નામી જી. ૬
વિવેકે વિક્રય કરો. સુણો, સ્વામીજી !
એણી વાતે મોટું પુણ્ય. કહું શિર નામી જી.
અમ ધર્મ રહેશે તમ વડે. સુણો, સ્વામીજી !
શું કહિયે ઘણું, મુન્ય ? કહું શિર નામી જી. ૭
વિવેકે વિક્રય કરો. સુણો, સ્વામીજી !
એ વાતે ફળ હોય. કહું શિર નામી જી.
ઉપકારી તમો અવતર્યા, સુણો, સ્વામીજી !
પરહિતકારી જોય. કહું શિર નામી જી. ૮
સ્થળ વારુ જોઈ તમો, સુણો સ્વામીજી !
આપો અમારી દેહ, કહું શિર નામી જી.
પોતાનાં જાણી [1]કરો, સુણો, સ્વામીજી !
કામ અનોપમ એહ. કહું શિર નામી જી. ૯
જયમત્યમ એ ઋણ છૂટિયે, સુણો, સ્વામીજી.
સવા ભાર સુવર્ણ. કહું શિર નામી જી.
અમો કાંઈ એ નવ લહું. સુણો, સ્વામીજી !
ગ્રહ્યું તમારું શરણ. કહું શિર નામી જી. ૧૦
પાણ ગ્રહી નવ મૂકિયે. સુણો, સ્વામીજી !
તમો પરઉપકારી નાથ. કહું શિર નામી જી.
આદિ અને અંતે તમો. સુણો. સ્વામીજી !
[2]મૂક્યો નહિ અમ સાથ. કહું શિર નામી જી.' ૧૧
ત્ર્યણે ચરણ ગ્રહી રહ્યાં. સુણો, સ્વામીજી !
તમો માત ને તાત. કહું શિર નામી જી.

૧ કરી. ૨ જો મૂકો.

સગપણ સાચું તમતણું, સુણો, સ્વામીજી !
શું કહિયે ઘણી વાત ? કહું શિર નામી જી. ૧૨
રીઝવી અમો જાણું નહિ. સુણો, સ્વામીજી !
અસંતપણે અજ્ઞાન. કહું શિર નામી જી.
કૃપાસિંધુ ! કૃપા કરો. સુણો, સ્વામીજી !'
એમ વિનય કરે રાજાન. 'કહું શિર નામી જી.' ૧૩

ઊથલો.

વિનય સુણિયો રાયકેરો. ચાલ્યા તવ પુરમાં સહી.
(સૌભરિ કહે) રાઘવ ! સુણો, ચૌટે સહુ ચડિયા વહી. ૧૪

## કડવું ૧૭

રાગ રામગ્રી.

ચૌટે ઊભા તે જણ ત્રણ જી. જોવા લાગી ત્યાં સર્વ વરણ જી. ૧

ઢાળ.

જોવા લાગી વરણ સઘળી નિરખી નૌત્તમ રૂપ.
પડે [1]કળ ના કળા જોતાં. ચેન સઘળાં ભૂપ. ૨
[2]અન્નજળ વિણ ગયાં સૂકી. કાંતિ થઈ છે હીન.
બોલી થોડું શકે મુખથી; સાદે થયા છે ક્ષીણ. ૩
થયા વિસ્મય નગરવાસી દેખી રાયની ક્રાંતિ.
પૂછવા સમરથ મળ્યા જન મન પામી ભ્રાંતિ. ૪
એક વણિકને રાયજીએ પૂછિયું નિરધાર.
'માનવી વેચ્યાતણો ત્યાં કોણ છે પરકાર ? ૫
કેમ જાણે લોક અમને વેચવાનાં પાત્ર ?
વિસ્તારીને કહો ત્યમ કરું જયમ લહે પ્રાણીમાત્ર.' ૬
વણિક વળતો વદે વાણી. 'સાંભળો એ વાત.
ઘાસપૂળા ધરી મસ્તક રહેવું જોડી હાથ.' ૭

૧ ન કળના કળિ જોતાં. ૨ જળ વિના દેહ ગયાસુકી.

વોળાવી તે વણિકને પછે રાયે તેડયો પુત્ર.
વેગે વિવેક આવિયો જે લહે ધર્મનું સૂત્ર. ૮
વદે વાણી કુંવર મુખથી. 'વતું દ્યો. મહારાજ!'
'લાવો ની પૂળા ખડતણા ઊતાવળે જઈ આજ.' ૯

ચતુર ચાલ્યો નમી ચરણે ગયો શવરી દ્વાર.
કોલણ છે પણ નહિ કલ્મષ; ધર્મનો અવતાર. ૧૦
રોહીદાસ કહે 'સુણો વીનતી તમો, અમારી [૧]માત!
ખડના પૂળા ત્રણ લેવા મોકલ્યો હું [૨]તાત. ૧૧

[૩]જેટલે વિક્રય હોય થાતો તેટલા લ્યો દામ.
ઊતાવળ કરી આપો ને જ્યમ સરે મારું કામ.' ૧૨
વળતી કોલણ વદે વાણી. 'એમ જ લેઈ જાય.'
કુંવર કહે. 'એમ લેઇ જાતાં ધર્મ મિથ્યા થાય. ૧૩

મારા કરની મુદ્રિકા બાઇ! આપું તારે પાણ.
પછે પૂળા ખડતણા હું લેઈ જાઉં, જાણ.' ૧૪

કુંવર આપી મુદ્રિકા લેઇ ચાલ્યો પૂળા પાણ.
જડી છે જુગતે કરી તે રત્ન નાના [૪]વાન. ૧૫

શવરીએ જઈ ઝવેરીને દેખાડી નિરધાર.
મૂલ સુણતાં થઈ વિસ્મય ધાઈ પૂંઠે નાર. ૧૬
આવતી દીઠી વેગળેથી, થયો વ્યગ્ર તવ રાય.
કુંવર તેડયો રાયજીએ. ધસી નમિયો પાય. ૧૭

ક્રોધ સાત્વિક કીધ રાયે. 'પૂળા લાવ્યો કયમ?
હલફલી કોલણી આવે, લાવ્યો ઊતાવળે ત્યમ!' ૧૮
વળતી વાણી બોલિયો રોહીદાસ કુંવર સુજાણ.
'મુદ્રિકા આપી લેઈ આવ્યો, સૂર્યવંશી ભાણ! ૧૯

---

૧ માય. ૨ રાય. ૩ જેમ. ૪ વર્ણ.

નહિ વરાંસે પુત્ર તમારો. ધીરજ રાખો, રાય ! '
શવરી અતિ ઊતાવળી તે પડી આવી પાય. ૨૦
' સ્વામી ! આ મુદ્રિકા લીજે. છાજે તારે પાસ.
લ્યાં અધિક ઓછું લોજિયે, તો થાય નિશ્ચય નાશ.' ૨૧
' વહેવારનું રાખી વધતાની નીરે ગૌને ચાર.'
વચન રાયનાં સાંભળી શવરી વળી નિરધાર. ૨૨
નીરાવી નૃપતિ વહોણી દ્રવ્યની જે થાય.
જાણજો રઘુનાથજી ! તે ગોની જ કહેવાય. (?) ૨૩
પછે રાયે ત્રણ પૂળા [1]વહેંચી આપ્યા તેહ.
ધરી મસ્તક રહ્યાં ત્રણ્યે વેચવાને દેહ. ૨૪
સત્યવાદી સર્વે જાણે પૃથ્વીકેરો રાય,
જુઓ ગતિ આ દૈવકેરી, કાશીએ વેચાય ! ૨૫
કીધું કર્મ જ ભોગવે, એ લખ્યો વેદે ધર્મ.
પાપ જેને નવ મળે તે ભોગવે આ કર્મ. ૨૬

ઉથલો.

ભોગવે રાય હરિચંદ્ર જે, કોય તે ન શકે કળી.
મુનિ પ્રત્યે ત્રિશંકુનો તન બોલિયો પ્રેમે વળી. ૨૭

## કડવું ૧૮

રાગ સારંગ.

હરિશ્ચંદ્ર રાય બોલિયો. ' તમે સાંભળો, ઋષિરાય રે !
લાવો ઘરાક ઊતાવળું જયમ વિક્રય નારી થાય રે.' ૧
ઋષિ વાયક રાયના સુણી ચાલ્યા તેણી વાર રે;
વેશ્યાવીથી સંચર્યા; આવ્યા વિમળાને દ્વાર રે. ૨
તારુણીએ આદર કરી મુનિ બેસાડયા આસન રે.
વળતું ઋષિજી ઊચર્યા. ' તું સાંભળ વિમળા ? વચન રે. ૩

[1] વેચી.

આવ, અપાવું હું તુને એક [1]ચતુરા સુંદર જાત રે.
દ્રવ્ય હોયે રોકડું, તો આવ મારી સાથ રે. ૪
ગણિકા વાત સુણી વદે. ' તમો સાંભળો, ઋષિરાય રે !
હરિશ્ચંદ્ર પ્રતાપથી નથી [2]દ્રવ્યની કમીના વ રે. ' ૫
મુનિવર સાથે સંચરી વિમળા ગઇ તે ઠાર રે.
દૂરથી ઋષિએ દાખવી તારુણી યૌવનભાર રે. ૬
કાંતિ પ્રભાકર કોટિની. નયણાં તે પરમ વિશાળ રે.
વદનકળા જાણે શશી. ઓપિત અદ્ભુત ભાળ રે. ૭
ઉર ભુજ કટિતટ રૂડાં. જંઘાની શોભા અત્ય રે.
પિંડી ચરણુ ને આંગળીની શોભા રૂડી સત્ય રે. ૮
શિખથી નખ લગે સુંદર રૂપ મનોહર સાર રે.
પાગરણ પહેર્યું એકલું. [3]શોભતી વણુ શણગાર રે. ૯
રીઝી ગણિકા સર્વથા. ' તારુણી કો સત્પાત્ર રે; '
મન વિમાસે માનિના, ' એ નહિ ઘર સરખી જાત્ર રે. ૧૦
ભૂપતણી એ ભામિની કયમ રહેશે મારે દ્વાર રે ?
વળી જાઉ હું ? કરવું ઘટે શું ? [4] ' વિચારે મન નાર રે. ૧૧
વનિતા બ્હીતી ઉચ્ચરે. ' ઋષિ ! એ આ ભડના નાર રે;
કયમ લીજિયે એને અમો, જેનો ન લહિયે પાર રે ?' ૧૨
વિપ્ર વદે. ' વનિતા ! [5]તું તારા મનથી બ્હીક નિવાર રે.
હું વેચું છું મન ભાવતે તું તારુણી ! મૂક વિચાર રે. ' ૧૩
પ્રસન્ન થઈ પછી આપિયું ત્યાં અર્ધ ભાર સુવર્ણ રે.
તારા સોંપી તેહને, જેનું છે શુદ્ધ આચરણ રે. ૧૪
ગણિકા લેઈ નારને ચાલી પોતાને દ્વાર રે.
તેણી વેળા તે બોલિયો મુનિ પ્રત્યે રાય ઉદાર રે. ૧૫

૧ ચતુરાંચતુર સુજાણ રે. ૨ દ્રવ્યનો વાંક રે. ૩ ને સત્યતણો, શણ-ગારરે. ૪ વળી શું કરવું ઘટે,એમ. ૫ સુણો તું મનથી.

'પહોતું તમોને સર્વથા સુવર્ણ અર્ધો ભાર રે?'
મહામુનિએ વાણી સાંભળી મુખ હા કહી નિરધાર રે. ૧૬

ગણિકા ઘેર ગયાં સતી તે મહા મનોહર તેજ રે.
આવ્યા [1]બહુ ત્યાં નિરખવા મન માંહે [2]પૂરણ હેજ રે. ૧૭
તારા રાણી વિસ્તરે. 'બાઈ! કહો તમ ઘરનું[3] કામ રે.
ધર્મ રહે ત્યમ ચાલવું, કરવું સર્વે કૃત્ય ધામ રે.' ૧૮
વિમળા કહે 'પહેરો તમે બાઈ! ચીર પટોળાં સાર રે.
ભૂષણ પહેરો ભાવતાં, મોતીકેરા બહુ હાર રે. ૧૯
મુખ ભાવતાં ભોજન કરો. બેઠાં રહો આંગણ બહાર રે.
વતું ન કરવું કો સમે. નિત્ય પાનનો અંગીકાર રે. ૨૦
શય્યા શિરોમણિ પોઢવા. ભોગવો ભલા [4]ભરથાર રે.
જેણી વેળા જે જોઇએ, તે કરજો અંગીકાર રે.' ૨૧
વાત સુણી વિસ્મય થયાં. 'આ શું બોલ્યાં ઉત્પાત રે?
આભ ત્રૂટી પડે નહિ, જ્યારે કાઢો આ વાત રે!' ૨૨
સૂર્યની સ્તુતિ કરે, વહે નયણે આંસુ ધાર રે.
'પાપહારક, દુઃખનાશક! હું છું અબળા નાર રે. ૨૩
તિમિરહરણ સુત કશ્યપના! તમો અબળાના આધાર રે.
આવીને ઊતાવળા શે ન કરો મારી સાર રે? ૨૪
પેર કરો પુત્રી ગણી, મુને મૂકાવો [5]સ્થળ આ ય રે.'
સ્તુતિ માની મનને વિશે રવિ કરે પરમ ઉપાય રે. ૨૫
કપિ રૂપ કરી બહુ ચર મોકલ્યા ગણિકા દ્વાર રે.
દુષ્ટમતિને ત્યાં ગ્રહી કીધી નકટી નિરધાર રે. ૨૬
ખેદ થયો મનને વિશે જે '[6]આવી તેની વ્હાર રે!
'જો એને ઘરે રાખિયે, તો દેહ પડે આ વાર રે.' ૨૭

---

૧ સહુ. ૨ નિપુણ જેહરે. ૩ સ્થલનું. ૪ ભોગવજો ભલો.
૫ આ ઠામરે. ૬ હારી તેણી વારર.

લઈ તારાને નીસરી. જઈ પહોતી ઋષિની પાસ રે.'
'આપો [1]વસ્તુ અમારડું. આ લીજે તમારી દાસ રે. ૨૮
વહોર્યાનું ફળ પામિયાં! તમે કીધો બહુ ઉપકાર રે!
આપો, તો પાછી વળું, સારું હેમ અર્ધો ભાર રે.' ૨૯
આપ્યું હેમ જ તત્ક્ષણે તે ગણિકા લેઈને જાય રે.
ક્રોધે મન ધીકયું ઘણું. દ્વિજ તે સમે દુઃખી થાય રે. ૩૦
'સમય નઠારીનો જુઓ! કહીં ઠામ નથી જગ માંહ્ય રે.'
કોપે રાય પ્રત્યે કહે. 'અમો બેસી રહેશું ત્યાં ય રે. ૩૧

ઊથલો.

બેસી રહેશું અમો. તમો જે જાણો તે શે નવ કરો?
હા પે ના છે [2]દૂકડી. શે પેર એ નવ આદરો?' ૩૨

## કડવું ૧૯

રાગ રામગ્રી.

ઋષિ કેરાં ક્રોધવચન જી સુણી દૂખિયો થયો રાજન જી. ૧

ઢાળ.

રાય મનમાં થયો દુખિયો. 'કોણ કરવી પેર?
શ્રમ કર્યો તે થયો મિથ્યા. વાત સઘળી ઘેર.' ૨
નિલવટે ધર્યો પાણ રાયે, હારી બેઠો જયમ.
તેણે સમે ત્યાં આવિયો એક વિપ્ર તે હરિશરમ. ૩
બ્રહ્મવાદી, શાસ્ત્રવેત્તા. ઘણું વાર્ધકય દેહ.
લેવાને એ થયો તત્પર. બોલિયો મુખ તેહ. ૪
'આ સુંદરી શું વેચવાને તમો બેઠા ત્રણ?
કહો સાચું શુદ્ધ પક્ષે, શું લેવું સુવરણ?' ૫

[1] ઋષિ [2] દૂકડી.

વદે ઋષિજી. 'તારુણીનું મૂલ તાં અર્ધ ભાર.
અર્થ હોય, તો સેવા કારણ કરો અંગીકાર.' ૬
સુવર્ણ આપ્યું અણાવીને. લીધી તારા નાર.
કુંવર રોવા ઘણું લાગ્યો. ઢળ્યો ધરણ મોઝાર. ૭
ધસી માતા. લીધો ખોળે. 'રોતો રહે, રે બાળ!
ભોગવિયે ભલી ભાત સું જે લખ્યું ભૂધર ભાલ.' ૮
હઇયા સાથે ઘણું ચાંપ્યો. 'માવડીના પ્રાણ!
રોતો રહે, રે બાળકા વહાલા ચતુર સુજાણ! ૯
ઊઠિયે, આધાર મારા!' નાંખે પત્રે વાય.
ઓવારણાં બહુ આદરે તે કરે દુખણી મા ય. ૧૦
વચન મીઠાં કહે માતા. 'રહેજો રાજા શરણ.
પિતા કહે તે કુંવર! કરજો. રખે [૧]ચુકો ચરણ.' ૧૧
(સૌભરિ કહે) રાઘવ! સુણો એ ભવિષ્ય છે હોનાર.
સપરાણા[૨] રાયની બેટડી હરિશ્ચંદ્રકેરી નાર, ૧૨
ન હતું દીઠું આંગણું તે આવી પરને [૩]બાર.
વેચાણી હૂતી સહી તે સતી વેશ્યા દ્વાર. ૧૩
રોહીદાસ દીઠો હરિશર્માએ. દયા આવી મન.
'માતા વણ કયમ જીવશે એકલો બાળ અસંન? ૧૪
લેઉં એને હેમ આપી; ટળે માત વિયોગ.
પાતરી નિત્ય લાવશે ઘેર શિષ્યને સંયોગ.' ૧૫
પૂછીને પા ભાર આપ્યું પુત્રનું સુવરણ.
તારા સું [૪]રોહીદાસને લેઈ ગયો બ્રાહ્મણ. ૧૬
હરિશર્માને ઘેર જઈને ઠર્યાં. તેણી વાર.
રાય કહે. 'પહોતું તમને સુવર્ણ પોણો ભાર. ૧૭
હવે થાઓ ઊતાવળા વેચવાને મુજ દેહ.
કારજ એ છે ધર્મનું. તમો રખે દેતા છેહ. ૧૮

૧ મૂકો. ૨ સભરા. ૩ દ્વાર. ૪ રોહિદાસજીને.

ઉપકાર કીધો આટલો. છે રહ્યું થોડું કામ.
વાત રહેશે દેશમાં ને થશે પ્રૌઢું નામ. ૧૯

ઊથલો.

થશે પ્રૌઢું નામ. ઋષિજી! મુને વેચી દીજિયે.
ભાર અર્ધો રહ્યું દેવું. કરી વિક્રય લીજિયે.' ૨૦

## કડવું ૨૦

રાગ ધનાશ્રી.

વાત સાંભળી મુનિ વિમાસે જી. મમતા ના રહી; પડિયા સાંસે જી. ૧

ઢાળ.

સાંસે પડિયા એહ [૧]અતિશે. 'છળ પડચો નહિ ભૂપ.
[૨]તજાવવાને સત્ય ધારણ કર્યાં નાના રૂપ. ૨
એક અદ્ભુત ઊપજે આ સમે સબળી પેર.
કરું વિક્રય એહનો જઈ નીચકેરે ઘેર. ૩
અન્ય ઉપાય ન ઊપજે. હવે એહ કરવું કામ.'
તેવો ત્યાં હરિશ્ચંદ્ર રાજા બોલિયો, સુણો, રામ! ૪
'શીઘ્ર થઇયે, મહા મુનિવર! અસૂર થાયે આજ.'
અનાામકને ઘેર ગયા તે મહામુનિ દ્વિજરાજ. ૫
સ્વજ્ઞાતિમાં વયે વડપણ, દૂદો જેનું નામ,
કહે વાણી મુનિ પ્રત્યે. 'પાવન કર્યું મુજ ધામ. ૬
કશે કારણ ત્યાં પધાર્યા, સુભગરૂપ સુજાણ?'
વિનય સાથે વદે વાણી ઊભો જોડી પાણ. ૭
મુનિ બોલ્યા પ્રેમ સાથે. 'તુને કરું ઉપકાર.
અપાવું એક દામ સુંદર ધર્મનો અવતાર. ૮

---

૧ કારણ. ૨ સત્ય તજવા રચાં કારણ ધર્યાં નાનાં રૂપ.

સેવા કરશે સેવકભાવે; રહેશે મહાશ્મશાન;
રીત લેશે તમારી તે; નથી મન અભિમાન. ૯
ગરથ ગાંઠે હોય હવણાં, થાશે તો તે કામ.
સુવર્ણ અર્ધો ભાર તેને છે લેવાની હામ.' ૧૦
વદે વાણી સુણી દૂદો. ' સાંભળો, મહામુન્ય !
પરતાપે હરિશ્ચંદ્ર રાયને મારે છે અલેખે ધન. ૧૧
દ્રવ્યની સંખ્યા ન મારે. સાંભળો, મુનિદેવ !
હરિશ્ચંદ્રકેરું પુણ્ય તે છે. માનો અવશ્યમેવ.' ૧૨
દૂદો અનામિક ઋષિ સાથે આવિયો તે ઠાર.
દૂરથી દેખાડિયો [1]રાય ધર્મનો અવતાર. ૧૩
જોઇને વિસ્મય થયો. ' આ તેજપુંજનું ધામ.
ભાર વડપણ તણો દીસે. કોણ માંડયું કામ ? ૧૪
કાંતિ કોમળ. મધુર વાણી. સત્યનો અવતાર.
કશે કારણ દેહ વેચે અસંભવ નિરધાર ? ૧૫
એ અમૂલક રત્ન કહિયે; ન છાજે મુજ બાર.
વહોરવાની વાત ખોટી.' કર્યો મન નિર્ધાર. ૧૬
ઋષિ પ્રત્યે વદે વાણી મન વિચારી તેહ.
'શમશાન મારૂં સરવથા શું જાળવે, પ્રભુ, એહ ?' ૧૭
તે વાત થાતી સુણી કર્ણે બોલિયો તવ રાય.
'સરવે કરશું.' ત્યાંથકી તું મુને લેઈ જાય. ૧૮
વિપ્રના ઋણથી મુને મૂકાવ દૂદા ! સત્ય.
નીચા થઈને [2]વતું સઘળું કરીશું નિત્ય પ્રત્ય. ૧૯
છૂટે ઋણ, તો સર્વથા અવતાર થાયે ધન્ય.
ઘણા દિનથી કષ્ટ પામે, પધારે [3]ઘર મુન્ય. ૨૦
દાસ થઈને સર્વથા હું કરીશ તારું કામ.
ઋણપાશ મારો છોડવે, તો થાય તારું નામ.' ૨૧

[1] તે ધર્મરાય ઉદાર. [2] પતું. [3] મહા.

દયા આવી અનામિકને. આપ્યું અર્ધો ભાર.
રાયજીને લેઈ ચાલ્યો અનામિક નિરધાર. ૨૨
રાય વળતો વદે વાણી. 'સાંભળિયે, ઋષિરાજ !
સવા ભાર સુવર્ણ પહોતું માનજો, મુનિ, આજ. ૨૩

ઊથલો.

[1]માનજો, મુનિ ! આજ ઋણથી થયા ઉત્તીરણ અમો.
વિનય સાથે એહ માગું, રખે વિસારો તમો.' ૨૪

## કડવું ૨૧

### રાગ રામગ્રી.

[2]લખિયા વિધિએ લેખ, તે તો કેમ[3] ટળે ?
[4]ચાલે ના તલભાર દૈવના આગળે. ટેક.

સત્યવાદી ને પ્રજાપાલક, દુઃખહર, સુખદાય રે,
ધરા ઉપર ધરણીપાલક એવો નૃપ નહિ થાય રે. લખિયા૦ ૧
(સૌભરિ કહે) સુણો, રામજી ! જુઓ દૈવનું સૂત્ર રે.
અપરાધ વણ દુઃખ ભોગવે ત્રિશંકુ રાયનો પુત્ર રે. લખિયા૦ ૨
જેને આસન પાલખી, પાળો નહિ કો દિન રે,
અણુહાણા પાગે ચાલિયો તે હરિશ્ચંદ્ર રાજન રે. લખિયા૦ ૩
તારા તારુણી તેહની[5] જગમોહની અવતાર રે,
સ્વપ્ન તો નથી નિરખિયું તે ગઈ વિદેશ મોઝાર રે. લખિયા૦ ૪
ભાવ સું ભજતી ઘણું શણગાર સોળે દેહ રે,
તે એક વસ્ત્ર સું પરવરી, મન ઘણું પામી છેહ રે. લખિયા૦ ૫
કુંવરજી કોડામણો રોહીદાસ જેનું નામ રે,
કરણી જોજો કરમની ! મૂકયું તેણે ધામ રે. લખિયા૦ ૬

---

૧ માનજો મુનિરાય તમથી ઉત્તિરણ થયો છું અમો ૨ છાપેલી પ્રતમાં રાગનું નામ આપ્યું નથી. ૩ કયમે રે. ૪ આ પંક્તિ નવી

રૂપ ત્ર્યણે પરમ પાવન, નહિ જેની જોડ રે,
કાશી માંહે વેચાયાં તે કરી હઠ સું હોડ રે. લખિયા૦ ૭

કઠિયારો લાકડાંકેરી વેચે ભારી જ્યમ રે,
[1]કારણ ઋણ કોડામણી રાયે નાર વેચી ત્યમ રે. લખિયા૦ ૮

પુત્ર વેચ્યો લાડકો ચૌટે ચડીને [2]ત્યાં ય રે.
વેચાણો કુળ નીચ રાજા. સુણો, રાઘવ રાય રે! લખિયા૦ ૯

ઘણું ત્ર્યણે વલવલીને દુઃખે વેચ્યાં અંગ રે.
કો કોને મળિયાં નહિ, તે તજી ચાલ્યાં સંગ રે. લખિયા૦ ૧૦

વઢવાડ કોના ઘરતણી, તે પડી કોને શીશ રે.
એ આગળ દુઃખ કેટલું, કહો, તમારું, જગદીશ રે? લખિયા૦ ૧૧

[3]પરિભવો સહેશે ઘણા તે ઋષિતણા, રાજન રે!
દયાહીન થઈ નડ્યા એ તાપસી મહામુન્ય રે. લખિયા૦ ૧૨

સત્ય રાખ્યું સર્વથા; ચૂક્યો નહિ લવલેશ રે.
એવા નર માટે પ્રભુ! આ ધરા રાખે શેષ રે. લખિયા૦ ૧૩

માગ્યા મેહ વરસે ઘણા, ઊગે દિવાકર ચંદ રે;
એવા નર માટે સહી પ્રભુ! ધરાને આનંદ રે. લખિયા૦ ૧૪

લહે સઘળા બાળપણથી વેદકેરા ધર્મ રે.
લેપ જેને નવ કરે કયારે ય કૂડાં કર્મ રે. લખિયા૦ ૧૫

ઊથલો.

કૂડાં કર્મ જેને ન લેપે, જેહ સત્યવાદી ખરો,
રાય તે હરિશ્ચંદ્ર ત્યાંથી દૂદા સાથે પરવર્યો. ૧૬

## કડવું ૨૨

રાગ રામગ્રી.

દૂદા સાથે ચાલ્યો રાય જી ઋષિજીકેરે[4] પડીને પાય જી. ૧

ઢાળ.

પાય પડીને પ્રેમ સાથે બોલ્યો મધુરી વાણ.
'દીન ઉપર દયા કરજો, [5]ધર્મકેરા ભાણ!' ૨

૧ કારણ કોડામણાં. ૨ રાય. ૩ પરાભવ. ૪ પડિયો. ૫ ધર્મરૂપી.

વિનય સાથે વચન મીઠાં બોલિયો બહુ પેર.
'વીસારો રખે દાસને, પ્રભુ! પધારો તમે ઘેર. ૩
જો કદાચિત ચૂકયો હોઉં તો ક્ષમા કરો,[૧] ઋષિરાય!'
ગદ્ગદ કંઠે બોલતો તે લિયે રાય[૨] વિદાય. ૪

દૂદા પૂંઠે પાળો રાજા ગયો મંદિર દ્વાર.
સત્યવાદી સત્ય સું બોલિયો મુખ ઉચ્ચાર. ૫
[૩]'વતું દ્યો ને; વહેલા થઈને અમો ફીજે આજ.'
એમ કહીને રાયજી ત્યાં ઊભો સેવા કાજ. ૬
વળતો વાણી વદે દૂદો. 'સાંભળ તું, શુભ જન!
'વહેલો તું શમશાન માંહે જઈને કર જતન.' ૭
પ્રીતિ સાથે પરઠિયું કુંભદાસ[૪] તેનું નામ.
'પ્રેતનો લાગો તું લેજે[૫] રહીને તે ઠામ. ૮
દિવસ રયણી ત્યાં રહીને સાચવે શમશાન.
દ્રવ્ય મારું જતન સાથે રાખજે તું નિદાન. ૯
પ્રભાતે અમો આવશું. તમો સાંભળો, કુંભદાસ!
જવપિષ્ટ ઘૃત સું તમો લેઈ નિત્ય કરજો ગ્રાસ.' ૧૦
કહી મૂકયું પ્રેમ સાથે વણિકકેરે હાટ.
'તમો દહાડી લેઈ જાજો તજી મન ઊચાટ.' ૧૧

સાચવી શમશાનને જવપિષ્ટ લાવે નિત્ય.
તીરે કરીને પાક તેનો સહેજે પાળે સત્ય. ૧૨
વાયસાન્ન કાઢે માંહીથી વળી આદરે ગોગ્રાસ.
પછે નિવેદે મહારાજ તે ક્ષણ એક ખાઈ શ્વાસ. ૧૩
વિશ્વામિત્રે તે સમે વળી ધર્યું બીજું રૂપ.
અન્નઅર્થી થઈ 'આવ્યા જાચવાને ભૂપ. ૧૪

૧ તો વિસારો. ૨ ગદ્ગદ્ કંડે બોલિયો તે, કરી રાય. ૩ વતું.
૪ ખંભદાસ. ૫ પ્રેત લેજે રાયજી, તું. ૬ આવે.

અશન કરવા અન્નનું જવ ગ્રહે પાણી પાણ,
આવી જાચે તે સમે ઋષિરાય ચતુર સુજાણ. ૧૫
આદર સાથે અર્ધ આપે; અર્ધ તે કરે આહાર.
ધર્મ એમ જ જાળવે રાય ધર્મનો અવતાર. ૧૬

આહાર અધુરે થઈ દુર્બળ રાયકેરી દેહ.
દેખીને કુંભદાસ દુર્બળ દુઃખ પામ્યો છેહ. ૧૭
મોળે જોઈ ભાવ સાથે બોલાવ્યો તવ દાસ.
'આવડા કાં દૂબળા ? [1]તન માંહે વધિયો શ્વાસ. ૧૮
અન્ન અદકું અપાવું, કે આહાર પૂરો થાય.
શા માટે તું શરમ આણી ક્ષુધાએ સીદાય ?' ૧૯
જવપિષ્ટ પહેલો આપતા તેનાથી બમણો કીધ.
'ઘૃત બમણું સાથે લેજો.' શીખ દુઃખે દીધ. ૨૦
'સીદાતો તું રખે, વહાલા ! રાખ સુખણી કાય.'
એવું જોઈ વિશ્વામિત્રને મન પ્રગટી [2]લાય. ૨૧

'હવે શું કરવું ઘટે ? વળી રચું કોઈ ઉપાય.'
આદર સાથે એકલો ઋષિ દુઃખ પૂંઠે જાય. ૨૨
પરપંચ સાથે ગયા પોતે અનામિકને વાસ.
સમો ન્હાવાતણો જાણી નીર કીધું નાશ. ૨૩
કુંભ સર્વે કર્યા ઠાલા. ટીપું ન રહ્યું નીર.
ઝાંપડો ઘણું થયો વિશ્રી; રહ્યું મલિન શરીર. ૨૪
વિશ્વામિત્રે વિમાસ્યું. 'ભલો સમય આવ્યો એહ.'
પરપંચ એવામાં કરી જઈ છેતર્યો રાય તેહ. ૨૫
શમશાનમાં જઈ ઋષિ વદે. 'કરે તારો સ્વામી રીસ.
ન્હાવા કારણ નીર માગે [3]ઊઘાડો આ દિશ.' ૨૬

---

૧ તમ. ૨ દાઝ. ૩ છે ઉઘાડું શીશ.

વચન એવાં સાંભળીને સૂર્યવંશી ધાય.
હાથ માંહે ઘડો ગ્રહીને વારિ લેવા જાય. ૨૭
આદરે જાય ઊતાવળો, જાણે 'રખે લાગે વાર.
સ્વામી મારો રહ્યો બેસી નીરને નિરધાર.' ૨૮
ગંગાજીમાં આવિયો; પરિપૂરણ ભરિયો દ્રોણ.
ભાર મૂકયો મહામુનિએ. અડી ચડાવે કોણ ? ૨૯

ઊથલો.

'અડી ચડાવે કોણ ઘડો ?' વ્યગ્ર રાય મનમાં થયો.
'શુભવર્ણ ન મુને આભડે' પડી વિચારે ઊભો રહ્યો. ૩૦

## કડવું ૨૩

તેણે સમે આવ્યો રોહીદાસ જી ગંગાતટ ન્હાવા આશ જી. ૧

ઢાળ.

આશે ન્હાવા તણી મનમાં ગયો જળ સંનિધાન.
સતીનો તન સત્યવાદી, સદા ધર્મે ધ્યાન. ૨
નિત્ય ન્હાઈ પુષ્પ કારણ જાય વાડી જાણ.
તત્પર ઘણો સેવા વિશે [1]વડ વિપ્રની નિરવાણ. ૩
ન્હાવા પેઠો નીરમાં હરિશ્ચંદ્રકેરો પુત્ર.
તાત નિરખ્યો કુંભ સાથે. 'જુઓ દૈવનું સૂત્ર ! ૪
સૂર્યવંશી રાયજીને વિપત આવી કોણ ?
અડે નહિ કો માનવી. [2]શિર કેમ ચડશે દ્રોણ ?' ૫
નિકટ આવ્યો તે સમે રોહીદાસ ધર્મી તન.
વિપત જોઈ રાયજીની દુઃખ પામ્યો મન. ૬
તે સમે તત્કાળ પડિયો કુંવર રાયની દૃષ્ટ.
જાણ્યું આવી ચડાવે, તો ટળે સઘળું કષ્ટ. ૭

---

૧ જે વડે ઋષિ મંડાણ. ૨ હવે.

એ વિચારે વદે રાજા. 'સાંભળો, રોહીદાસ!
કુંભ મૂકો શીશ મારે તમો આવી પાસ.' ૮
પુત્ર વાણી વદે વળતો. 'મારે ઋષિનો સંગ.
યોગ્ય અડવા નથી [1]તમને પિતાજી! [2]મમ અંગ. ૯
ભેદ આપું. ભલી પેરે સાંભળો, ભૂપાળ!
ખાઈ ડુબકી લ્યો ઋડુલો મસ્તકે તત્કાળ.' ૧૦
જ્યમ કહ્યું ત્યમ કીધ રાયે. કુંભ ચડિયો શીશ.
એમ પાણી ભરી ગયો. તમો સાંભળો, જગદીશ! ૧૧
આનંદ રાયને ઊલટચો જે સર્યો સ્વામી અર્થ.
'નીર ના આવત સવેળાં,[3] થાત સત્ય અનર્થ.' ૧૨
જળકુંભ જઈને મૂકિયો તે અનામિકને પાસ.
હર્ષ વાધ્યો હઇયા માંહે. 'કામનો ભલો દાસ!' ૧૩
હૃદે રાખ્યું ત્યારથી તે પર[4] વિશેષે મન.
ન્હાઈ રોહીદાસ ત્યાં વહી ગયો વાડી-વન. ૧૪

ભેદ આપ્યો ગણી મનમાં [5]ભડક્યો મુનિ મહંત.
કેડ મુકી રાયની કુંવર પર કોપાક્રાંત ૧૫
રાતડો થઈ રોષ માંહે વિચારે મન સૂત્ર.
'એ બાળકને હણું, તો હું ગાધિકેરો પુત્ર.' ૧૬
સર્પ કેરૂં રૂપ ધરિયું મૂકી ઋષિની દેહ.
ચંપાકેરે છોડ જઈને વસ્યા વાસો તેહ. ૧૭
ફૂલ કારણ બાલ સાથે આવિયો રોહિદાસ.
વાડીએ નિત્ય પુષ્પ કારણ આવ્યાનો અભ્યાસ. ૧૮
ચટકાવિયો તે ચંપે ચડતે ઋષિ જમણે ચરણ.
લહેર લાગી ઝેરકેરી. ઢળ્યો તત્ક્ષણ ધરણ. ૧૯

---

૧ અમને. ૨ તમ. ૩ નીર નાવત સમે વળા, ૪ રાખ્યું તે સમેથી, વળી. ૫ હઠયો.

અવનિ પડિયો બાલ નિરખી ધસ્યા સઘળા શિષ્ય.
ઉત્પાત દેખી થયા વિસ્મય. 'શું થયું, જગદીશ!' ૨૦
ફૂલસાથી શિષ્ય ન્હાના ગયા ચાલી ઘેર.
'એની માને સંભળાવિયે જયમ કરે વિષની પેર.' ૨૧
શિષ્ય આવ્યા તે સમે ઋષિરાયકેરે દ્વાર.
તારા પ્રત્યે વીનતી બોલિયા સારોદ્ધાર. ૨૨
'સાંભળો બાઇ[1]! વીનતી. એક થયો મહા ઉત્પાત.
કુંવર તમારો ડસ્યો કાળે; થયો અવની પાત!' ૨૩
વળતી વાણી વદે વનિતા. 'હોનારું તે હોય.
વિપ્ર ભોજન કરે મંદિર. વાત મૂકો સોય. ૨૪
વ્યગ્ર થઈને ઊઠશે મુનિ એહ સુણતાં વાત.'
ઘણું વાર્યાં સત્ય કારણ. સાંભળો, રઘુનાથ! ૨૫

ઊથલો.

સાંભળો, રઘુનાથ, વાણી. સતીનું વ્રત એહવું,
ત્રણ ભુવનમાં જઈ જોતાં મળે નહિ કોઇ તેહવું. ૨૬

## કડવું ૨૪

રાગ મેવાડો.

કરી ભોજન બ્રાહ્મણ ઊઠિયા. કીધું ધામનું કામ.
ચાલી તારા ઊતાવળી જપતી સુતનું નામ.
નયણે નીર બહુ વહે. રુદન કરે મન માંહ્ય.
વેગે આવી વાડીમાં પડ્યો કુંવર છે જ્યાં ય.

'[2]બોલો, રે કુંવરભૂષણ માતના!' ટેક.
[3]આવી પુત્ર ઊઠાડિયો, લીધો માતે ઊછંગ.
'બોલો, રે કુંવર! પ્રેમે લાડકા! વાણી નિર્મળ ગંગ. બોલો૦ ૧

---

૧ બાઈ સાંભળ. ૨ હવે પછીની કડી પૂંઠે આ ટેકની પંક્તિ મુદ્રિત પ્રતમાં મૂકી છે. ૩ પાસે આવી.

તુજ વણ કોણ બોલાવશે મુને કહીને મા ય?
શાને અબોલા લેઈ રહ્યા? ઊઠો, સુત સુખદાય? બોલો૦ ૨
જોઈતું પાલવ સાહી માગતો. ક્યારે નહિ મુખ રીસ.
હરિશર્માના વાકય ન લોપતો. વહાલા સઘળા શિષ્ય. બોલો૦ ૩
સુંદર મુખ ઊઠી દાખવો, ગોઝારીના આધાર!
સાંઈડું સુતજી! દીજિયે [1]દુઃખહર નિરધાર. બોલો૦ ૪
[2]આવ્યો જ્યારે પ્રાણિયો, ત્યારે બોલ્યો વચન.
'હું ઓશિંગળ મા! તને ન થયો આણે તન! બોલો૦ ૫
મળમૂત્ર બહુ તેં ધોઈયાં; ન ગણ્યું ઉષ્ણ શીત.
ક્યારે ન દૂભ્યો હું, માવડી! રાખી પૂરણ પ્રીત.' બોલો૦ ૬
એવું કહેતામાં તન તજ્યું. પ્રાણ [3]પરવર્યો જ્યમ,
[4]દુઃખની મારી માવડી ઢળી ધરણે ત્યમ. બોલો૦ ૭
'મનમાં[5] ધીરજ રાખીને, તન [6]સહી પરિતાપ,
કંપતી આવી પાસ ત્યાં[7] એકલડી આપ; બોલો૦ ૮
એટલે દુઃખે ન ફાટતું હઈડું ભૂંડું એહ!
પ્રાણ ન જાયે પાપિયા. પામી પૂરણ છેહ!' બોલો૦ ૯
લાગી વિલપવા ઘણું. 'કુંવર! છાજ્યો ન ભાલ.
વદન મનોહર તાહરું; નયન પરમ રસાળ; બોલો૦ ૧૦
વાણી મનોહર મુખની; હરખે હસતું વદન.
[8]આમ ન મુજને પરહરી જવું જોઇએ, તન! બોલો૦ ૧૧
તારામાં જ્યમ શોભે શશી, ત્યમ તું અમમાં,[9] બાળ!
એવડું આયુષ્ય કયમ ઘડ્યું? તત્પર કયમ થયો કાળ? બોલો૦ ૧૨

---

૧ દુઃખમોચન. ૨ કંઠે આવ્યો. ૩ પધાર્યો. ૪ દુઃખણીની રે પેરે જોઇને માડી ધરણે ઢળિયાં ત્યમ. ૫ પણ તે. ૬ પામી. ૭ કંપતી ત્યાં પાસે આવી આપે. ૮ શે રે પધાર્યા મુજને પરહરી. એમ ન જોઇએ તન્ન. ૯ તું વડે અમે.

તમ વડે દહાડા નાંખતી. હવે રહ્યું નવ જાય.
પ્રતિમા પાખે જેવી દેરડી, છત્ર વણુ જેવી કાય, બોલો૦ ૧૩
સુરભિ જેવી વણુ વાછરૂ દુઃખ પામે અનુદિન,
અન્ન વિના જેવી દેહડી, તેવી તુજ વણુ, તન! બોલો૦ ૧૪
એકલડી અબળા પડી. વીરા! બોલો રે વાણુ.
કરુણા શે નથી આવતી, જાણુ શિરમણિ ભાણુ?' બોલો૦ ૧૫
તારા બહુ ત્યાં આછટે; કરે રુદન અત્ય.
(સૌભરિ કહે) રાઘવ! સુણો. તોય [1]છાંડે ન સત્ય. બોલો૦ ૧૬

ઊથલો.

સત્ય રાખી ઊઠી અબળા કુંવરને સ્કંધે ધરી.
દહન દેવા કાજ તેને સતી ગંગા સંચરી. ૧૭

## કડવું ૨૫

રાગ રામગ્રી.

લેઈ કુંવરને નીસરી તારા દુખણી. આવી ગંગા તીર [2]દુર્દૈવે હણી.
કાળે પૂરણ પરભવી ,, ,, ધરથી તજાવી ધીર ,, ,, ૧
જાણુ થયું હરિશ્ચંદ્રને; ,, ,, દુઃખ પામ્યો મન માંહ્ય. ,, ,,
સરપણ ત્યાં મોકલાવિયાં ,, ,, ગંગાતટ છે જ્યાંય. ,, ,, ૨
એકલી અબળા શું કરે?,, ,, કરવો કુંવર દહન. ,, ,,
સાહાય્ય થાવા કો નહિ. ,, ,, જાતે લાવી હુતાશન. ,, ,, ૩
રચી ચિતા તેણે સમે ,, ,, ઉપર મૂકયો બાળ. ,, ,,
એટલે આવ્યો રાયજી. ,, ,, બોલ્યો મુખ તત્કાળ. ,, ,, ૪
'રીત અમારી આપિયે.',, ,, સતી બોલ્યાં તે વાર. ,, ,,
'કાંઇ નથી પ્રભુ આપવા.',, ,, 'ન્હોયે આપ્યા વણુ સંસ્કાર.',, ,, ૫

૧ છાંડયું. ૨ ટેકના આ ભાગને બદલે છાપેલી પ્રતમાં 'નહી' કાયા સુખણી' એવો પાઠ છે.

| | |
|---|---|
| વસ્ત્ર વધેરી આપિયું. ,, ,, | 'આ લીજે તમારી રીત,, ,, |
| ઘણી વાર ખોટી થઈ. ,, ,, | તમો આવ્યા જાણી હિત'. ,, ,, ૬ |
| હુતાશન પ્રગટાવિયો ,, ,, | કરવા સુત સંસ્કાર. ,, ,, |
| એટલે મહામુનિ આવિયા ,, ,, | જોયો દહન પ્રકાર. ,, ,, ૭ |
| વિશ્વામિત્રે ક્રોધ સું ,, ,, | [1]આરાધ્યા તવ મેહ. ,, ,, |
| [2]આવ્યા તત્ક્ષણ ધ્રૂજતા.[3] ,, ,, | [4]તવ બોલ્યા ઋષિ તેહ. ,, ,, ૮ |
| વરસો બારે તમો મળી ,, ,, | જયમ ગંગા આવે પૂર. ,, ,, |
| જો નહિ વરસો વેગ સું. ,, ,, | શાપી કરીશું ચૂર. ,, ,, ૯ |
| 'જે કહો તે પ્રભુ ! કીજિયે,' ,, ,, | મેહ બોલ્યા તેણી વાર. ,, ,, |
| ધારા પ્રૌઢે વરસિયા. ,, ,, | ત્યાં વારિતણો નહિ પાર. ,, ,, ૧૦ |
| ગાજે ઘન[5] કરી ગર્જના. ,, ,, | [6]થાય વીજતણા ઝાત્કાર. ,, ,, |
| મહા પૂર તે આવિયું; ,, ,, | ગંગાજળ નહિ પાર. ,, ,, ૧૧ |
| શબ તણાયું તેણે સમે: ,, ,, | ઓલાણો હુતાશ ,, ,, |
| રોવા લાગી તારુણી ,, ,, | થઈ મન માંહે નિરાશ. ,, ,, ૧૨ |
| આકળી થઈ ઝંપાવિયું; ,, ,, | શબ સાહી કાઢ્યું બહાર,, ,, |
| તટ લોપી જળ વાધિયાં. ,, ,, | પછે આવી આ પાર ,, ,, ૧૩ |
| [7]એક શિવાલય શોભતું ,, ,, | જોયું તટ મોઝાર. ,, ,, |
| શબ લેઈને ત્યાં સરી. ,, ,, | હજુ નાવ્યો કર્મનો પાર. ,, ,, ૧૪ |
| અકળાણી મન તે ઘણી, ,, ,, | તોયે સત્ય ન છાંડે તેહ. ,, ,, |
| વિધ વિધનાં દુ:ખ ભોગવ્યાં.,, ,, | પ્રભુ રામ! વિચારો એહ.,, ,, ૧૫ |

ઊથલો.

રામ ! વિચારો એહ વીતક તારા ને હરિશ્ચંદનું.
તોય મન વળિયું નહિ હજુ ભૂંડા મુનિ મંદનું. ૧૬

---

૧ આરાધ્યે તવ મેઘ. ૨ આવ્યો. ૩ ધ્રૂજતો. ૪ બોલ્યો આણી સ્નેહ. ૫ બહુ. ૬ માંહે વાયુ તણા અંબાર, નહીં કાયા સુખણી. વીજલડી માંહે શોભિતી, તારા દુ:ખણી; તેના થાયે ઝાત્કાર, નહીં કાયા સુખણી. ૭ શિવાલય જ્યાં શોભિતું.

## કડવું ૨૬

### રાગ રામગ્રી.

મહામુનિએ મન વિમાસ્યું જી. ' શું મુખ લેઈને બ્રહ્મપુર જાશું જી? ૧

ઢાળ.

શું મુખ લેઈને અમો જાશું? છળ પડ્યો નહિ રાય.
હવે સુજને રહ્યો કરવો છેલ્લો એક ઉપાય. ૨
કદાચિત જો છળ પડે તો સરે મારું કામ.'
ઉપાય કરવા થયો તત્પર. સાંભળો તમો, રામ! ૩

ધવલચંદ્ર જ રાયનો સુત કોણે હણ્યો નિરધાર.
શોધવા લાગ્યા તેહને સેવકો ઠારોઠાર. ૪
વિશ્વામિત્રે તે સમે એક કર્યો ઉગ્ર ઉપાય.
રોહીદાસનું તન પાલટી[1] કીધ જાણે સુત-રાય. ૫
લોક જોતા કુંવરને તે આવિયા તટ માંય.
શિવાલયમાં ભાગી જોતાં નાર દીઠી ત્યાં ય. ૬
જોવા લાગ્યા તે સમે, તો ખોળે તેવો બાળ.
ઓળખ્યો સુત રાયનો. તવ મન ઊઠી ઝાળ. ૭
' શમશાનની અધિકારિણી એ. રહી આણે ઠામ.
મારિયો સુત રાયજીનો. કર્યું ભૂંડું કામ.' ૮
બાંધી તેને બહાર લાવ્યા કોપ ધરીને મન.
' જાણ કીજે રાયજીને,' બોલ્યા અન્યોઅન્ય. ૯
રાયને જઈ જાણ કીધું. ' હણ્યો આણે તન.
અપરાધ છે એનો ઘણો. તમો સાંભળો, રાજન!' ૧૦
પછે આપી આગના. ' એને મારો જઈ શમશાન.
[2]ઘટે એને દંડ એવો.' વદે એમ રાજાન. ૧૧

---

૧ કીધો સુત જાણે રાય. ૨ ઘટ એનો દંડ દેવો.

નિગડબંધે સતી બાંધી મારવાને કાજ.
વીતક જુઓ સતી કેરડું. સાંભળો ને મહારાજ. ૧૨
શ્મશાન માંહે કરી ઊભી. જોવા [1]મળિયા લોક.
[2]સકલને મન સર્વથા ત્યાં ઘણો વાધ્યો શોક. ૧૩
તેડાવ્યો તવ ઝાંપડો, જેનું છે દૂદો નામ.
' ખડ્ગ લેઈને આવ વહેલો; મારવાનું કામ.' ૧૪
તત્ક્ષણ દૂદો લેઈ આવ્યો ખડ્ગ સુંદર પાણ.
શ્વાન બે સાથે સહી; તે જાણ માંહે જાણ. ૧૫
પ્રથમ મૂક્યા શ્વાન બેહુ સતી ઉપર તેહ.
સ્પર્શી તે નવ કરી શક્યા એ સતીકેરે દેહ. ૧૬
વિશ્વામિત્રે વિમાસ્યું; [3]તવ જાણ્યું, જે સાક્ષાત
શ્વાન ખીલ્યા તારુણીએ. [4]થઈ અસંભવ વાત. ૧૭
રહી પાસે વદે વાણી ખેદ આણી મન.
' અરે દૂદા ! ખડગ ગ્રહીને [5]શાને મારે તું ન ?' ૧૮
ઘણું અનામિક ચતુર પોતે. દયા આવી મન.
' એ કો દીસે છે તારુણી સાધવી રૂપરતન. ૧૯
એને વધવું નવ ઘટે. એ વધ્યાથી ઉત્પાત
આવી પડશે આ સમે, [6]અમો ભોગવશું તે જાત.' ૨૦
ખડ્ગ મૂકી ધરણી ઉપર રહ્યો ઊભો તેહ.
'મુજ વડે નવ જાય વધિયો એ નારીનો દેહ.' ૨૧

વિશ્વામિત્રે મન વિમાસ્યું, ' કોણ કરવી પેર ?'
ઉતાવળો તે ધસ્યો તત્પર રાયકેરે ઘેર. ૨૨
' આગના લોપી તમારી; હણી ન નીચે નાર.'
સુણતાં તે રાયને મન થયો ક્રોધ અપાર. ૨૩

---

૧ લાગ્યા. ૨ શીલને. ૩ ત્યાં થઈ અસંભવ વાત. ૪ જાણજો સાક્ષાત.
૫ તું ન મારે શાને. ૬ તે ભોગવવું સાક્ષાત.

'લીહ લોપી મુજતણી, તો હણો હવણાં દુષ્ટ.
ઘણા કાળનો હજુ જીવે એ દૂદો પાપિષ્ઠ.' ૨૪
સેવક સુણીને થયા તત્પર; આવ્યા તેણે ઠાર;
હણ્યો દૂદો તે સમે તે; ક્ષણ ન લાગી વાર. ૨૫

વળી ત્યાંથી સંચર્યા મહામુનિ તેજસ્વરૂપ.
શીઘ્ર થઈને આવિયા જ્યાં હૂતો હરિશ્ચંદ્ર ભૂપ. ૨૬
'નાથ તારો માર્યો હવણાં. લોપી રાયની આણ.
દાસ તેનો ગણી તુજને કરાવ્યું છે જાણ.' ૨૭
ખડ્ગ લેઈને ધસ્યો વેગે; આવ્યો તેણે ઠામ.
'વતું દ્યો તે સર્વ કરશું તજી બીજાં કામ.' ૨૮
ખડ્ગ લેઈને રહ્યો ઊભો પોતે મહાશ્મશાન.
'સ્વામીએ કીધું અઘટતું. લોપી લીહ રાજાન. ૨૯
રાય કહે તે આદર્યાથી નહિ આપણ શિર દોષ.
તે માટે મન જાણીને નવ આણિયે કંઈ સોસ.' ૩૦
સેવક રાયના વદે વાણી. 'નારને આ માર.
રખે વાર લગાડતો તુને કહું વારંવાર.' ૩૧
ખડ્ગ લેઈને રહ્યો ઊભો સતી પાસે તેહ.
'તારુણી ! સંભારજે તારે હોય વલ્લભ જેહ. ૩૨
છેદીશ હવણાં શીશ તારું; માનજે તું, નાર !
સમર્થ તારો હોય તેને પ્રેમ સું સંભાર.' ૩૩
વદે વનિતા. 'નથી મારે કો બીજો સંસાર.
પાલવે બાંધ્યા જેહને તે હરિશ્ચંદ્ર ઉદાર. ૩૪
ઊતાવળા થઈને હવે તમો ગ્રહો મારું શીશ.
હાથ તમારે હું મરું તો લહું પદ જગદીશ. ૩૫
સ્વામી મારા ! સાંભળો. હવે કશી આણો લાજ ?
ખડ્ગ પ્રહારે શીશ છેદો. સરે સઘળાં કાજ. ૩૬

૧ થપતું.

આરોગ્ય છે તમ, કંથજી ! તો હશે સત્ય કલ્યાણ.
નારી થણી એ પામશો જી તમો રાય સુજાણ !' ૩૭
ખડ્ગ લીધું ક્ષત્રી રાયે; નાખ્યું વનિતા શીશ.
પધારીને તે સમે કર ગ્રહ્યો શ્રી જગદીશ. ૩૮

ઊથલો.

કર ગ્રહ્યો પ્રભુજીએ વેગે. રાય મન રીઝયો ઘણું.
પતિતપાવન ભક્તવત્સલ રાખ્યું બિરદ પોતાતણું. ૩૯

## કડવું ર૭

રાગ ધનાશ્રી.

પ્રસન્ન થઈ બોલ્યા પ્રભુ વાણી જી. ' હરિશ્ચંદ્ર ! માગો આદર આણી જી. ૧

ઢાળ.

આદર આણી તુને આપું, માગ તું વરદાન.
તુજ સમો કો નહિ સતિયો. ( બોલિયા ભગવાન. ) ર
વિના કારણ હઠીલે તમો પમાડયાં ઘણું દુઃખ.
સર્વ દુઃખ્યાં ભોગવી. હવે નિત્ય પામો સુખ. ૩
બિરદ પાળ્યું રાયજી ! તેં ધર્મકેરું સોય.
તુજ સમાને રાય બીજો ધરા ન મળે કોય. ૪
વચન બિરદ પાળવા તમો વેચ્યાં પોતે તન.
ધીરજ રાખી આદ્ય અંતે. ( વદે મુખ ભગવન. ) ૫
કુંવર તારો લાડકો જીવતો છે રોહીદાસ.'
ત્રણે ટોળે મેળ્યાં પ્રભુએ પૂરવાને આશ. ૬
રોહીદાસ વાણી બોલિયો તે નમી પ્રભુને ચરણ.
' પતિતપાવન બિરદ મોટું. અમો તમારે શરણ.' ૭

વળી વાણી વદે રાજા સત્યવાદી જાણ.
' કષ્ટ ભાંગ્યાં અમતણાં, તમો મળ્યા, પુરુષ પુરાણ ! ૮

દુઃખ માનું સુખ કરી[1] જો મળ્યા તમો, દેવેશ !
સકળ સાધન થયાં મારે. ટળ્યા કાયા કલેશ. ૯
થયું દર્શન તમારું. હવે સર્યાં સઘળાં કાજ.
દીન ઉપર દયા આણી પધાર્યા મહારાજ. ૧૦
બિરદ પાળ્યું આપજી ! તમે સબળ કીધો શ્રમ.
એક માગ્યું આપિયે. રહો સદા સુખી હરિશરમ. ૧૧
દ્દદા ઉપર દયા આણી ઊઠાડો, પ્રભુ રાય !
વિમલાને નકટી ફેડી સમી કરો, સુખદાય ! ૧૨
આશા પૂરો સર્વકેરી, જેને જેવી આશ. '
પ્રભુ મન સંતોષ પામ્યા, શાંતિ પૂરણ દાસ. ૧૩
વળી વાણી બોલિયા. ' તમો સાંભળો, હરિશ્ચંદ્ર !
[2]કહ્યું જયમ્, થાશે ત્યમ જ. સહુ પામશે આનંદ. ૧૪
હરિશ્ચંદ્ર ! તારું નામ લેશે પ્રાત ઊઠી જેહ,
કથા સુણશે તારી, નિત્ય તે પામશે મુજ દેહ. ૧૫
તુજ પુરીમાં વસશે તેને કષ્ટ નહિ કો દિન.
આધિ વ્યાધિ જરા મરણથી મૂકાશે તે જન. ૧૬

ઊથલો.

મૂકાશે તે જન નિશ્ચે, જે મન ધરશે તુજ કથા.
(પ્રભુ કહે) તેને વણ માગ્યે આપીશ મુક્તિ સર્વથા.' ૧૭

## કડવું ૨૮

રાગ ધનાશ્રી.

'પ્રભુજી ! મારે કર્મે કીધું જી, તમો વહેનારે તે વહી લીધું જી. ૧

ઢાળ.

નિર્વાહ પાડ્યો તમે, સ્વામી ! હું કોણ કિંચિતમાત્ર ?
કર્મરેખા[3] ફેરવી. તમો, આવિયા, સત્પાત્ર ! ૨

---

૧ કષ્ટ માન્યું ગુરૂ કરી. ૨ જયમ કહ્યું ત્યમજ થાશે પામશે આનંદ.
૩ કર્મકારે.

કર્મે દેવ જ થયા દૂખિયા. કર્મે હિમાચળ શીત.
કર્મે શેષ જ વહે ધરણી. કર્મે સઘળી રીત. ૩
કર્મે સાયર થયો ખારો. કર્મે લાંછન ચંદ.
કર્મે રવિ નિત્ય ફરે ફેરા. કર્મે દુઃખ, આનંદ. ૪
કર્મે થયાં ભગ ઇંદ્રને. કર્મે ચાલે કાળ.
કર્મે દહન થયું કામનું. કર્મે તે મરણ જ બાળ. ૫
કર્મે સહુ અમે[1] ભોગવ્યું. તેનું દુઃખ નહિ લગાર.
વીસરી ગયું સર્વ તે, તમો મળ્યા પ્રાણાધાર. ૬
કોણ માત્ર જ હું તે પ્રાણી? તમે સાહ્યો હાથ.
આધાર થઈ વળી અધિક કીધું. ભીડચો હઈયા સાથ. ૭
દર્શન દુલ્લભ તમારું દેવને, શ્રી ભગવાન!
બિરદ પોતાતણું જાણી સંભાર્યો અજ્ઞાન. ૮
સપરો કીધો સહુ માંહે. વધારી બહુ લાજ.
કુંજર પર [2]કીડી તમે આવી ચડાવી, મહારાજ! ૯

ઊથલો.

તમો આવી આજ વ્હાલા! લાડ પાળ્યું અમતણું.'
(સૌભરી કહે) રાઘવ! સુણો [3]તમો ભલું ચરિત્ર એ રાયનું. ૧૦

## કડવું ૨૯

રાગ આંદોલ.

'[4]માગ રે તું રાયજી!' બોલિયા શ્રી અવિનાશ.
રાય કહે. 'પ્રભુચરણ પામ્યાં: પહોતી અમારી આશ.' ૧

૧ ત્યમ કર્મથી અમો. ૨ પિપીલિકા તમો ચડાવી. ૩ એ રાયનું કારણ ભલું. ૪ કડી ૧ ના સ્થળે નીચે પ્રમાણે કડીઓ છેઃ—માગ રે તું રાયજી. બોલિયા વૈકુંઠ નાથ. સૂર્યવંશી ઉદ્યોત સુણ, હું થયો તુંને સનાથ. મન મણા કરે રખે માગતાં પૂરવા આવ્યો છું આશ; મન વિષે સંદેહ મ રાખશો, બોલિયા શ્રી અવિનાશ. હરિ ભણે હરખ સાથે બહુ, મુને ઘણું વલ્લભ તુંય; એક જીભ્વા ગુણ તારા શું વખાણું હુંય.

નિરમી[૧] મંદિર માળિયાં જેવાં અયોધ્યા માંહ.
અંતરિક્ષ પુરી વાસી[૩] જેની બહુ શોભા થ. ૨
[૨]'તમથી હું અળગો નથી. એ પુરી વસજો, રાજન !'
[૪]એવું કહી પોતે વળ્યા વૈકુંઠ શ્રી ભગવાન. ૩
[૫]હરિશ્ચંદ્ર તારાલોચની [૬]મળ્યાં તુરત રોહીદાસ.
પુષ્પવૃષ્ટિ સુર કરે ત્યાં પહોતી મનની આશ. ૪
કાશીના[૭] પુરપતિ મળ્યા; ઓળખ્યા હરિશ્ચંદ્ર રાય.
પુરવાસી લાવે વધામણાં;[૮] હઇયે હરખ ન માય. ૫
મંગળ ગાતી માનિની આરતી ઊતારે પાણ.
પ્રેમે વધાવે તારુણી હરખતી સુંદર જાણ. ૬
'સત્યવાદી ! તુંને સર્વથા નિત્યે હજો કલ્યાણ.'
[૯]તિલક કુંકુમનું કર્યું આશિશ દઈ નિર્વાણ. ૭
વાજિત્ર વાજે અભિનવાં. થઈ રહ્યો જયજયકાર.
દેવ દુંદુભિ વાજતાં. હરખિયા વરણ અઢાર. ૮
પુરી પધાર્યા પ્રેમ સું શોભતા હરિશ્ચંદ્ર રાય.
અમરે ત્યાં આસન મોકલ્યું, જેની પરમ શોભાય. ૯
[૧૦]તારા રોહીદાસ રાજા બેઠા ત્રણ આનંદ.
[૧૧]સર્વની વિદાય લેઈ[૧૨] ચાલિયો હરિશ્ચંદ. ૧૦
'સંભારજો અમને ઘણું. તમને હજો કલ્યાણ'.
હરિશ્ચંદ્ર પુરીમાં આવિયા ચતુર શિરોમણિ જાણ. ૧૧

---

૧ નિરમિયાં, ૨ તેવી વાસી અંતરિક્ષ પુરી. ૩ પ્રભુ આવિયા થઈને વળ્યા, આપિયું સત્ય વચન્ન; ૪ તમથી હું અળગો નથી, પુરી વશો તમ રાજન્ન. ૫ કડી ચોથી છાપેલી પ્રતમાં કડી ત્રીજીની પૂર્વે છે. ૬ શોભતો. ૭ કાશિયે. ૮ લાવે વધામણાં પ્રેમશું. ૯ તિલક કર્યું કુંકુમતણું, કહેતી આશિસ નિર્વાણ. ૧૦ તારા સાથે પાસે રોહિદાસ, તવ બેઠા છે ત્રણે આનંદ. ૧૧ સર્વ સાથે. ૧૨ થઈ.

દુઃખ ગયું. સુખ પામિયા. સાંભળો, રાઘવ રામ !
આનંદસાગર ઊલટ્યો. તે રાય વરયો તે કામ. ૧૨

સૌભરિએ કથા વિસ્તારી; સાંભળી શ્રીરઘુનાથ.
તમ ટળીને શાંત[૧] થયા સાંભળી બેહુ ભ્રાત. ૧૩

'આપણો વંશ ઉદ્યોત હવો હરિશ્ચંદ્ર જેવો રાય !'
[૨]અંતરે હરખિયા બેહુ; નમ્યા સૌભરિ પાય. ૧૪

અંજની પ્રત્યે એ કથા કહી પ્રેમ સું હનુમાન.
સાંભળ્યે મહા ફળ[૩] પામે; હોય ગંગાનું સ્નાન. ૧૫

ઊલટ સાથે એ કથા સાંભળે નર ને નાર.'
તેને શરણ આપે સહી સ્વામી જગદાધાર. ૧૬

## કડવું ૩૦

રાગ પ્રભાત.

જેહ કથા સુણશે હરિશ્ચંદ્રની તે હરિપદ સુખે લેશે રે.
જે ફળ દાન દીધે કન્યાતણું, [૪]તેથી અધિક ફળ દેશે રે. ૧

જે ફળ બ્રહ્મપુરી શત આપ્યે, જે ફળ રાખ્યે શરણે રે,
જે ફળ યજ્ઞયાગ[૫] બહુ કીધે, જે ફળ દાન સુવર્ણે રે, ૨

જે ફળ વિપ્ર કરાવ્યે ભોજન, જે ફળ ગંગાસ્નાને રે,
જે ફળ અડસઠ તીરથ કીધે, જે ફળ જમુનાપાને રે, ૩

જે ફળ દાન કર્યે કુરુક્ષેત્રે, જે ફળ પુણ્યની રાશે રે,
તેથી અધિક ફળ એહ કથાનું, સાંભળતાં વિશ્વાસે રે, ૪

સંવત સત્તરસેં ચૌંવોતરો[૬], કાર્તિક માસ તે સાર રે,
સુદિ સુહાયે ચારુ[૭] ચતુર્થી, સુખદાયક ગુરુવાર રે, ૫

૧ સંતુષ્ટ. ૨ આનંદ સાથેરે. ૩ પામશું. ૪ જે ફળ પૃથિવી દેશેરે. ૫ જ્ઞાનયજ્ઞ. ૬ મ્યારોતરો. ૭ વાર.

કથા મનોહર મહા દુઃખહરણી હરિશ્ચંદ્રની એહ રે.
વિઘ્ન રહિત સોંતી એ દિવસે, નૌતમ કીધી જેહ રે. ૬

એહ કથા છે બહુ વિસ્તારે કલ્પે કલ્પે અપાર રે.
ગુરુપ્રતાપે થઈ પરિપૂરણ. જન જાણો નિરધાર રે. ૭

સંતકૃપાએ કવિબુદ્ધિ આવે; મમત ન આણું મન રે.
પરમ કૃપા સહુ કવિજન કરજો, કહે દાસ રતન રે. ૮

નટપદ્રવાસી[1] વિપ્રતણે કુળ કહાવે હરિનો દાસ રે.
હું પણુ મૂકી હામ કરી મન કીધો ગ્રંથ પ્રકાશ રે. ૯

પરમ મનોહર કડવાં ત્રીસે સુંદર રાગ છે બાર રે.
પુણ્યદાયી એ ગ્રંથ મનોહર કીધ રત્ને વિસ્તાર રે. ૧૦



૧ નટવડ નાસી.

# શબ્દસૂચિ.

[ સૂચના—અર્થની પછી જે કડવામાં જે કડીમાં શબ્દ વાપર્યો હોય છે તેનો અંક અનુક્રમે આપ્યો છે. ]

અક્ષત, પું. (સં.) ડાંગર, ૫, ૧૮
અપત્ર, વિ. ગંદું, ૧૦, ૧૯
અઘ, ન. (સં.) પાપ, ૧, ૧૧
અંગ, અવ્ય. જાતે, પંડે, ૧૦, ૩૨
અણુસમજ્યું, વિ. અજાણ્યું, ૭, ૬
અણુહાણું, વિ. (સં. अन+उपानह) પગરખાં વગરનું, ૧૫, ૪
અધિકાર, પું. (સં.) યોગ્યતા, ૧૧, ૧૪
અધિકારિણી, સ્ત્રી. (સં.) સારી કે ખોટી લાયકાત ધરાવતી સ્ત્રી વ્યક્તિ, ૨૬, ૮
અનામિક, પું. (સં. अनामक) ચંડાળ, ૨૦, ૫
અનુગ્રહ, પું. (સં.) દંડનું નિવારણ, માફી, ૭, ૧૪
અનુદિન, અવ્ય. (સં.) હમેશ, ૨૪, ૧૪
અનૃણી, વિ. (સં. अन+ऋणिन) દેવામાંથી મુક્ત, ૧૩, ૩૧
અભિધાન, ન. (સં.) નામ, ૭, ૯
અભિનવું, વિ. (સં. अभिनव) સુંદર, ૨૯, ૮
અંધાર, પું. ઢગ, ૧૦, ૨૫
અર્ક, પું. (સં.) આકડો, ૧૦, ૧૮
અર્ઘ્ય, પું. (સં.) પુષ્પ ચંદનવાળી અંજળી આપી સત્કાર કરવો તે, ૧૨, ૧૫
અર્થી, વિ. (સં.) ગરજુ, ૪, ૧૧
અલેખે, અવ્ય. લેખા વગર, અત્યંત, ૨૦, ૧૧

અવશ્યમેવ, અવ્ય. (સં. अवश्यम्+एव) નક્કી, જરૂર, ૨૦, ૧૨
અવિદ્યા, સ્ત્રી. (સં.) અજ્ઞાન, ૧, ૧૫
અશન, ન. (સં.) ભોજન, ખાવું તે, ૨૨, ૧૫
અશ્યમેવ, અવ્ય. (સં. अवश्यम्+एव) નક્કી, જરૂર, ૩, ૨૧
અસંન, વિ. (સં. असंज्ञ) અણહેતું, ૧૯, ૧૪
અસંનપણું, ન. અજાણપણું, મૂઢપણું, ૧૬, ૧૩
અહમેવ, ન. (સં. अहम्+एव) અહંકાર, ૧, ૧

આખેટ, પું. (સં.) શિકાર, ૪, ૪
આચરણી, વિ. (સં.) ધાર્મિક ક્રિયા આચરતું, આચાર પાળતું, ૬, ૪
આચારી, વિ. (સં.) આચાર પાળતું, ૧૩, ૧૨
આછટ, ક્રિ. અ. પછાડા ખાવા, ૨૪, ૧૬
આધિ, સ્ત્રી. મનની પીડા, ૨૭, ૧૬
આપાં, ક્રિ. સ. તું આપે છે, ૧૪, ૩
આફણિયે, અવ્ય. પોતાની મેળે, ૭, ૧૯
આભડ, ક્રિ. સ. અડકવું, ૨૨, ૩૦
આરત, સ્ત્રી. (સં. आर्ति) પીડા, ૬, ૧૬
આરતવંત, વિ. ગરજુ, ગરજાળ, ૧૧, ૩
આરાધન, ન. (સં.) સાધના, આરાધના, ૭, ૧૫
આવર, ક્રિ. સ. (સં.) છાવું, ઘેરવું, ૧, ૧૫
આસુરી, વિ. સ્ત્રી. (સં.) અસુર જાતિની, રાક્ષસ જાતિની ૩, ૧૩
આળ, ન. (પ્રા.) અસત્ય, ૬, ૩

ઉત્તીરણ, વિ. (સં. उत्तीर्ण) પાર ઊતરેલું, મુક્ત થયેલું, ૨૦, ૨૪
ઉદક, ન. (સં) પાણી, ૬, ૭
ઉદુંબર, ન. (સં.) ઊમરડાનું ઝાડ, ૧૦, ૧૪
ઉદ્યોત, પું. (સં. उद्द्योत) પ્રકાશસ્વરૂપ, ૨૯, ૧૪
ઉદ્ધસ્ત, વિ. (સં.) ઉજડ, ૧૦, ૧૦

ઉપમા, સ્રી. વડાઇ, ૧૩, ૨૮

ઊજમ, પું. ઉત્સાહ, ૧૩, ૧૬
ઊપજ. ક્રિ. સ. સૂઝવું, ૨૦, ૩
ઊપાય, કૃ. ઊપજાવીને, ૧૫, ૧૭

ઋણ, ન. (સં.) દેવું, કરજ, ૧૩, ૨૫

ઓપિત, વિ. ચળકતું, તેજસ્વી, ૧૮, ૭
ઓળગ, ક્રિ. સ. (પ્રા. **ओलग्ग**) સેવા કરવી, ૬, ૧૫

કટિતટ, પું. (સં.) કેડનો ભાગ, ૧૮, ૮
કમીના, સ્રી. કમીપણું, ખોટ, ૧૮, ૫
કરવતું, ન. (સં **करपत्र, प्रा. करवत्त**) કરવત, ૧૫, ૨
કલ્મષ, ન. (સં.) પાપ, મળ, ૨, ૮
કવ, ક્રિ. સ. (સં.) કવિતામાં કહેવું, ૧, ૧૯,
કશું, વિ. શું, ૩, ૬
કળા, સ્રી. મુખકળા, મુખમુદ્રા, ૧૭, ૨
કાણુ, સ્રી. ઠપકાપાત્ર વર્તણૂક, ૧૧, ૭
કાયા, સ્રી. જાત, ૧૩, ૪
કૂપ, પું. (સં) કૂઓ, ૫, ૨૧
કોડ, સ્રી. (સં. **कोटि**, પ્રા. **कोडि**) કરોડની સંખ્યા, ૧૪, ૧૬
કોપાક્રાંત, વિ. (સં. **कोप+आक्रान्त**) ક્રોધને વશ થયેલું, ૨૩, ૧૫
ક્ષુધા, સ્રી. (સં.) ભૂખ, ૨૨, ૧૯

ખલેલું, ન. ખજૂરીનું ફળ ૧૦, ૨૩
ખીલ, ક્રિ. સ. (સં. **कील** ખીલો.) મંત્ર બળે રોકવું, ૨૬, ૧૭
ખેદ, પું. (સં.) ક્રોધ, ૬, ૪
ખેવ, અવ્ય. (સં. **क्षिप्र**, પ્રા. **खिप्प**) જલદી, ૬, ૧૬

ગંભીર, વિ. (સં.) પ્રૌઢ, મોટું, ૧૦, ૨૬
ગુડી, સ્ત્રી. કળશ સહિત રેશમી વસ્ત્ર બાંધીને કરેલી ધજા, ૧૨, ૯
ગોગ્રાસ, પું. (સં.) રાંધેલી રસોઇમાંથી ગાયને માટે કાઢેલો ભાગ, ગવાસ, ૨૨, ૧૩

ઘાઇ, સ્ત્રી. ઊતાવળ, ૧૩, ૭
ઘેર: વિ. (સં. **गभीर**, પ્રા. **गहिर**) ગંભીર, મુશ્કેલ, ૧૦, ૩

ચર, પું. (સં.) દૂત, ૧૮, ૨૬
ચરણ, પું. (સં.) ડગલું, ૧૯, ૧૧
ચરુ, પું. (સં.) અગ્નિમાં બળિદાન આપવા રાંધેલો ભાત, ૨, ૯
ચલિત, વિ. (સં.) પોતાના સ્થાનકથી ખસેલું, ૯, ૧૯

છાંડ, ક્રિ. સ. તજવું, ૪, ૧૯
છેહ, પું. ૧ છેદ, ઘા, દુઃખ, ૧૫, ૩૭
૨ વિશ્વાસ ભંગ કરવો તે, દગો, ૧૯, ૧૮

જરા, સ્ત્રી. (સં.) વૃદ્ધાવસ્થા, ઘડપણ, ૨૭, ૧૬
જાજવલ્ય, વિ. (સં. **ज्वल्** બળવું, પ્રા. **जल** પ્રકાશવું) તેજસ્વી, ૧, ૫
જાત્ર, સ્ત્રી. (સં. **यात्रा**) ઉત્સવ, ૧૮, ૧૦
જોબન, વિ. (સં. **युवन्**) જુવાન, ૧૨, ૧૭

ઝાંપડો, પું. ચંડાળ ભંગિયો, ૨૨, ૨૪

તતખેવ, અવ્ય. (સં. **त्वरित,+क्षिप्र**) અત્યંત જલદી, તરત, ૩, ૨૧
તાલ, પું. (સં.) હાથીના કાનનું ઘરેણું, ૧, ૬
તીવ્રપણું, ન. ઉગ્રપણું, ૭, ૨૪
તોય, ન. (સં.) પાણી, ૧૫, ૩૭
ત્રિભુવન, ન. (સં.) ત્રણ લોક, ૮, ૨

થાઇ, ક્રિ. અ. થાય છે, ૪, ૭
થાય, કૃ. થઇને, ૭, ૪

દારિદ્ર, ન. (સં.) નિર્ધનપણું, ૧, ૧૦
દિનકર, પું. (સં.) સૂર્ય, ૫, ૧૯
દિવા, અવ્ય. (સં.) દહાડે, ૩, ૧૨
દેવર્ષિ, પું. (સં. देव+ऋषि) નારદ, ૭, ૨૨
દ્રોણુ, પું. (સં.) હાંડો, ૨૨, ૨૯

ધર, અવ્ય. (સં. धुर्य) ઉત્તમ રીતે, પરિપૂર્ણપણે, ૫, ૨
ધરણી, સ્ત્રી. (સં.) પૃથ્વી, ૪, ૨૫
ધરા, સ્ત્રી. (સં.) પૃથ્વી, ૧૫, ૧૪
ધાઇ, ક્રિ. અ. તું ધા, ૪, ૭
ધાત, સ્ત્રી. (સં. धातु) ધાતુ, ૧, ૧૦
ધાત, સ્ત્રી. (સં. घाटी) પ્રકાર, ૭, ૧૨
ધારણુ, સ્ત્રી. (સં. धारणा) મનની દઢતા, ૫, ૨૨
ધીમંત, વિ. (સં. धीमत) બુદ્ધિશાળી, ૬, ૧૮
ધીશ, પું. (સં. अधीश) રાજા, ૧૨, ૧૪
ધ્રુનિ, સ્ત્રી. (સં. ध्वनि) ઘોષ, અવાજ, ૧૬, ૧

નાના વિ. (સં.) અનેક પ્રકારનું, તરેહ તરેહનું, ૧૦, ૧૭
નાંખ, ક્રિ. સ. ગાળવું, ખોવું, ૨૪, ૧૩
નિગડ, પું. (સં.) બેડી, ૨૬, ૧૨
નિરમ, ક્રિ. સ. સરજવું, ૧૧, ૯
નિર્ધાર, પું. ઠરાવ, નિશ્ચય, ૭, ૨૩
નિર્વહ, ક્રિ. સ. (સં.) પાર પાડવું, સિદ્ધ કરવું, ૭, ૧૭
નિલવટ, ન. કપાળ, ૧૯, ૩
નિવેદ, ક્રિ. સ. (સં. नैवेद्य) પ્રસાદી જમવી ૨૨, ૧૩
નિશિ, અવ્ય. નક્કી, જરૂર, ૨, ૫
નિશિ, અવ્ય. રાત્રિએ ૪, ૫
નેટ, અવ્ય. (સં. निष्ठा) નક્કી, જરૂર, ૪, ૪

પૃથક, વિ. (સં. **पृथक्**) અલગ, નોખું, ૧૪, ૩૧

પે, અવ્ય. ૧ સરખામણીમાં, મુકાબલામાં, ૧૩, ૨૧
        ૨ પાસે, પાસેથી, ૧૪, ૪

પોતાવટ, સ્ત્રી. પોતાપણું, અત્યંત ઘરવટ, ૭, ૨૨

પોળ, સ્ત્રી. (સં. **प्रतोली**) કમાનદાર દરવાજો, ૫, ૪

પ્રણિપત, સ્ત્રી. નમસ્કાર, ૮, ૩

પ્રતિપાલના, સ્ત્રી. (સં.) રક્ષણ, ૯, ૧૨

પ્રતિમા, સ્ત્રી. (સં.) મૂર્તિ, ૨૪, ૧૩

પ્રત્યે, અવ્ય. સંબંધમાં, અંગમાં, ૧૧, ૧૪

પ્રભાકર, પું. (સં.) સૂર્ય ૧૮, ૭

પ્રમાણ, વિ. સિદ્ધ, ખરું, માન્ય, ૯, ૧૬

પ્રમાદ, પું. (સં.) સરત ન રહેવી તે, ગફલત, ૪, ૮

પ્રશ્ન, ન. પ્રસ્તાવ, બાબત, ૮, ૧૯

પ્રાકાર, પું. (સં.) કોટ, ૫, ૪

પ્રાણી, પું. પ્રાણ, જીવ, ૧૩, ૨૯

પ્રીછ, ક્રિ. સ. સમજવું, ૭, ૧૭

પ્રીછવ, ક્રિ. સ. સમજાવવું, ૪, ૯

પ્રીત્યર્થ, અવ્ય. પ્રસન્ન થવા માટે, પ્રસન્ન કરવાને, ૧૧, ૧૯

પ્રેત, ન. (સં.) મડદું, ૨૨, ૮

ફેડ, ક્રિ. સ. નાશ કરવો, ૧૦, ૨૦

ફેર, ક્રિ. સ. ફેરવવું બદલાવવું, ૩, ૪

બિરદ, ન. ૧ ખ્યાતિ, ૫, ૧૭
        ૨ ઉપનામ, ૨૬, ૩૯

બ્રહ્મપુરી, સ્ત્રી. બ્રાહ્મણોને વાસમાં આપેલો ભર્યા ઘરનો
        સમૂહ, ૪૦, ૨

બ્રહ્મવિદ્યા, સ્ત્રી. (સં.) ઉપનિષદ, ૧, ૧૦

ભગ, ન. (સં.) છિદ્ર, ૨૮, ૫
ભગવત, પું. (સં.) ભગવાન, ૪, ૨૫
ભજ, ક્રિ. સ. (સં.) ધારણ કરવું. ૨૧, ૫,
ભડ, પું. (સં. भट) સમર્થ પુરુષ, ૧૮, ૧૨
ભણી, અવ્ય. માટે, ૧૨, ૨૧
ભાંજ, ક્રિ. સ. ભાગી નાંખવું, ૧૦, ૧૪
ભાલ, ન. (સં.) કપાળ, ૯, ૩૦
ભેળાભેળ, સ્ત્રી. અત્યંત વિનાશ, વણસાડ, ૧૦, ૨૧

મ, અવ્ય. નહિ, મા, ૧૫, ૮
મંડાણ, ન. પાયો, ૭, ૨૦
મંત્ર, પું. (સં) ખાનગી મસલત, ૩. ૧૭
મંદ, વિ. ઓછી બુદ્ધિનું, ૧૪, ૩
મન્મથ, પું. (સં.) કામદેવ, ૬, ૬
મલયાગર, વિ. મલય પર્વત ઉપર થતા ચંદનવૃક્ષની જાતનું ૧૦, ૨૬
મહંત, વિ. મોટું ૯, ૪
મહારાજ, પું. (સં.) જગતનો મોટો રાજા, પરમેશ્વર, ૯, ૩૧
માયાવી, પું. (સં.) રાક્ષસ, ૪, ૭
મુદ્રિકા, સ્ત્રી. (સં.) વીંટી, ૧૭, ૧૪
મુષક, પું. (સં.) ઊંદર, ૧, ૮
મેળ, ક્રિ. સ. મેળવવું, ભેગા કરવું. ૨૭, ૬

યુગ્મ, વિ. (સં.) બે, ૨, ૧૦
યોગ, પું. (સં.) સંજોગ, પ્રસંગ, ૮, ૧૪

રમા, સ્ત્રી. (સં.) લક્ષ્મી, ૭, ૧૮
રયણી, સ્ત્રી. (સં. रजनी, પ્રા, रअणी) રાત્રિ, ૨૨, ૯
રાજકુલી, સ્ત્રી. (સં. राजकुल) રાજવંશ, ૬, ૧૪

રાશ, સ્ત્રી. (સં. **राशि** પું.) ઢગલો, ૩૦, ૪
રેવંત, પું. (સં. **रय** વેગ) ઘોડો, ૧૦, ૩૨

લાવણ્ય, ન. (સં.) દેખાવનું મધુરપણું, ૬, ૯
લીહ, સ્ત્રી. (સં. **लेखा** લીટી) મર્યાદા, ૨૬, ૨૪
લોપ, ક્રિ. સ. ઓળંગવું, ૨૫, ૧૩

વડ, વિ. (અપ. **वड्ड**) મોટું, વૃદ્ધ, ૨૩, ૩
વતું, ન. નોકરનું કામ, સેવા, ૧૪, ૨૭
વધ્ય, ક્રિ. સ. હણવું, ૧૪, ૧૦
વર, પું. (સં.) વરદાન, ૩, ૫
વરાંસ, ક્રિ. અ. વિમાસણમાં પડવું, અફસોસમાં પડવું, ૧૭, ૨૦
વલ્લભ, વિ. (સં.) વ્હાલું, ૨૬, ૩૨
વહ, ક્રિ. સ. નિર્વાહ કરવો, પાર પાડવું, ૨૮, ૧
વહોણું વિ. (સં. **विहीन** ) રહિત, ૧૪, ૩૩
વાડવ, પું. (સં.) બ્રાહ્મણ, ૧૦, ૩૯
વાન, પું. (સં. **वर्ण**, પ્રા. **वण्ण**) રંગ, ૧૭, ૧૫
વાપી, સ્ત્રી. (સં.) વાવ, ૫, ૨૧
વાયસાન્ન, ન. (સં.) રાંધેલી રસોઇમાંથી કાગડા માટે જુદો કાઢેલો ભાગ, ૨૨, ૧૩
વારિ, ન. (સં.) પાણી, ૧૫, ૪૦
વારુ, વિ. (સં. **वर**) સુંદર, ૭, ૨
વાર્ધક્ય, ન (સં.) વૃદ્ધાવસ્થા, ઘડપણ, ૧૯, ૪
વાસિત, વિ. (સં.) વાસવાળું, ખૂશબોદાર, ૧૫, ૨૨
વિકર્મ, ન. (સં.) ખોટું કામ, ૪, ૨
વિક્રય, પું. (સં.) વેચાણ, વકરો, ૪, ૨૭
વિગ્રે, વિ. (સં. **व्यग्र**) વ્યાકુળ, ૨૨, ૨૪
વિધ, સ્ત્રી. (સં. **विधा**) રીત, ૪, ૩૧

વિપરીત, વિ. (સં.) ૧ બદલેલું, કારમું, ૩, ૧૩
૨ વસમું, ૩, ૧૬
વીથી, સ્ત્રી. (સં.) ઓળ, શેરી, ૧૮, ૨
વેત્તા, પું. (સં.) શાસ્ત્ર જાણનાર, ૧૯, ૪
વેદ, અવ્ય. સાચે, ખરેખર, ૧૫, ૧૫
વોળાવ, ક્રિ. સ. વળાવવું, ૭, ૨૪
વ્યાધિ, સ્ત્રી. શરીરની પીડા ૨૭, ૧૬

શમશાનની અધિકારિણી, શમશાનમાં સૂળીની સજાને લાયક, ૨૬, ૮
શવરી, સ્ત્રી. (સં.) કોળણ, ૧૭, ૧૦
શિખ, સ્ત્રી. (સં. शिखा) માથાની ટોચ, ૧૮, ૯
શીલ, ન. (સં.) રહેણી, આચાર ૬, ૧૧
શીલપણું, ન. ( સં. शीतल ટૂંકું ) મન શીતળ હોવું તે,
શાંતપણું, ૭, ૧૭
શ્રી, સ્ત્રી. (સં.) લક્ષ્મી, ૭, ૨૦

સંસ્કાર, પું. અગ્નિસંસ્કાર, ૨૫, ૫
સત્પાત્ર, વિ. (સં.) સુપાત્ર, યોગ્યતાવાળું, ૪, ૨૮
સદન, ન. (સં.) ઘર, ૭, ૨૪
સંનિધાન, ન. (સં.) પડોશ, સામીપ્ય, ૨૩, ૨
સપરું, વિ. (સપરાણુંનું ટૂંકું રૂપ) જબરું, જોરાવર, ૧૯, ૧૨
સમવાય, પું. (સં.) જથો, ૧૪, ૧૪
સર, ન. (સં. सरस्) સરોવર, ૫, ૨૧
સર્વથા, અવ્ય. (સં.) જરૂર, ખચીત, ૧૦,
સળક, ક્રિ. અ. હાલવું, કંપવું, ૭, ૨૪
સાંઇડું, ન. આલિંગન, ૨૪, ૪
સાગોટિયો, પું. સાગનો વેપારી ૧૪, ૨૪
સાત્ત્વિક, વિ. (સં.) સત્ત્વગુણનું, ૧૭, ૧૮

સાયર, પું. (સં. सागर, પ્રા. सायर) સમુદ્ર, ૭, ૯
સાર, સ્ત્રી. (સં. सहकार, પ્રા. सहआर પું.) સહારો, મદદ, સહાયતા, ૧, ૩
સારંગપાણિ, પું. (સં.) વિષ્ણુ, ૧૦, ૧
સારોદ્ધાર, પું. (સં. सार+उद्धार) સંક્ષેપ, ૨૩, ૨૨
સાવજડું, ન. (સં. श्वापद) શિકારી પ્રાણી ૧૦, ૪૧
સીદા, ક્રિ. અ. પીડાવું. ૨૨, ૧૯
સું, અવ્ય. (સં. समम्) સાથે સહિત, ૫, ૧૯
સુકેડ, સ્ત્રી. સુખડ, ૧૦, ૨૬
સુભગ, વિ. (સં.) સુંદર, ૧, ૮
સુરભિ, સ્ત્રી. (સં.) ગાય, ૧૩, ૨
સૂત્ર, ન. (સં.) તંત્ર, રહેણી, ૫, ૧૭
સોંત, ક્રિ. અ. પૂરું થવું, સમાપ્ત થવું, ૩૦, ૬
સ્કંધ, પું. (સં.) ખભો, ૨૪, ૧૭

હનન, ન. (સં.) હત્યા, ૧૩, ૩
હર્તા, વિ. (સં.) હરનારું, ૯, ૮
હલફલું, વિ. હાંફતું. હાંફલુંફાંફલું, ૧૭, ૧[illegible]
હામ, સ્ત્રી. ઉમેદ, ૨૦, ૧૦
હુતાશન, પું. (સં.) અગ્નિ, ૯, [illegible]
હેજ, ન. પ્રીતિ, ૧૮, ૧૭
હેલા, સ્ત્રી. (સં.) વેગ, ઝડપ, ૨, ૧[illegible]